

# મુસ્લિમ ગૌરવ

અથવા

# સરકારે મુહમ્મદી.





અનુવાદક.

સિરાજુદ્દીન. એ. કુરયશી.



# મુસ્લિમ ગૌરવ

અથવા

# સરકારે મુહમ્મદી.

લેખક,

સરદાર ગોરદત્તસિંગ દારા, બાર-એટ-લૉ.

એડીટર 'હિંદ' (લંડન)

અનુવાદક

સિરાજુદ્દીન. એ. કુરયશી.

પ્રસિદ્ધ કર્તા,

નિદાઉલ ઇસ્લામ ઓલિમીયાં કુરબતીશાહ નિઝામી.

કડીયાકુઇ. અહમદાબાદ.



# અર્પણ પત્રિકા.

જનાબ શેઠ મોહમદ હબીબ સફરી

અહમદાબાદના ખાનદાની અગ્રેસર યુવક
તરીકે, કોમી અને ધાર્મિક કાર્યોમાં
ઉત્સાહી ભાગ લેનાર તરીકે, ગરી-
બોને જાહેર અને ગુપ્ત દાન
કરનાર તરીકે, આ પુસ્તક
સન્માન પૂર્વક આપને
અર્પણ કરવામાં આવે
છે, તે કૃપા કરી
સ્વીકારશો.

નિદાઉલ ઇસ્લામ
અલિમીયાં કુરબતીશાહ નિઝામી.

# બે બોલ.

આ પુસ્તકના મૂળ લેખક જનાબ મોરહમ્મદસિંઘ 'દારા' બાર–એટ–લૉ છે. જેઓ લાહોરના એક સિખ ગ્રહસ્થ છે. તેઓ ઘણાજ માયાળુ તવહીદપરસ્ત અને ઉત્તમ વિચારો ધરાવનાર ગ્રહસ્થ છે, જો હિંદુસ્તાનની જુદી જુદી કોમોમાં આવા માયાળુ, નિસ્પક્ષપાત અને સુવિચારો ધરાવનાર થોડાક પુરૂષો ઉત્તપન્ન થઈ જાય, તો હિંદની એકયતાની સાંકળ એવી મઝબુત થાય, કે બ્હારના દુશ્મનો તેને કોઈ કાળે તોડી શકે નહિ.

દારા સાહેબે આ પુસ્તક એવી સ્વચ્છ નિષ્ઠા અને નિસ્પક્ષપાતપણે લખ્યું છે, કે પુસ્તકના દરેક શબ્દો-માંથી વ્હાલ અને પ્રેમ રૂપી આબે કવસરની બુંદો ટપકે છે. પુસ્તકમાં કદાચ કોઈ કોઇ જગ્યાએ બનાવોનો ચિતાર આપવામાં કંઇ ભૂલો હોય, તો વાંચક વૃંદો તેના અર્થ સમજી ઉદાર મને વાંચી લેશે. કારણ કે પુસ્તકના કર્તા એક ગયર મુસ્લિમ છે. ખુદાએતાલા હિંદુસ્તાનના દરેક ધર્મની કોમોમાં સંપ અને ઐકયતા ઉત્તપન્ન કરે, અને એક બીજાના ધર્માચાર્યો અને પેશાવાયાને દીનની ઇઝ્ઝત અને સ્વમાન જાળવવાની તવફીક આપે. આમીન.

મજકુર પુસ્તક હ. ખ્વાજા હસન નિઝામી સાહેબે તબ્લીગ માટે પ્રગટ કરી અર્ધી કીમતે વેચી ઇસ્લામની પોતાની સ્વભાવાનુસાર ઉત્તમ સેવા કરી છે, જો કે

આપની આવીને બીજી અનેક સેવાઓ છે કે જેના વખાણ તો શું સામાન્ય વર્ણન લખવું પણ મુશ્કેલ છે, તે સેવાઓનો આ એક અદના નમુનો છે.

આજકાલના વિખવાદમય અને અશાંત વાતાવરણમાં અને ખાસ કરીને ગુજરાતના ઇસ્લામીઓ માટે કે જ્યાં આર્યસમાજીઓ ભોળા અને અજ્ઞાન મુસલમાનોને ગમે તેમ સમજાવી મુર્તદ કરે છે, માટે આવા પુસ્તકની અતયંત જરૂર હોવાથી, મેં તેનો અનુવાદ કરી મારી ફર્જ બજાવી છે.

આ પુસ્તકથી "રંગીલા રસુલ" અને "વિચિત્ર જીવન" ના કર્તાઓ તેમજ આર્યસમાજીઓ કંઇક ધડો લેશે.

આ પુસ્તકને મ્હારા પિતાશ્રી જનાબ નિઝામુલ-ઇસ્લામ મૌલવી હાજી અલીમિયાં કુરબતીશાહ નિઝામી સાહેબે પ્રસિદ્ધ કર્યું, અને જેને પ્રસિદ્ધ કરવામાં અહમદાબાદવાળા જનાબ શેઠ મહંમદ હબીબ સફરી સાહેબે મદદ કરી કોમની મોટી સેવા બજાવી છે, તે માટે હું તે સાહેબોને ખરા અંતઃકરણ પુર્વક ધન્યવાદ આપું છું.

આ પુસ્તકનો અનુવાદ ઘણીજ ઝડપથી કરેલો હોવાથી, તેમાં જે ભૂલો રહી ગઇ હોય, તે વાંચક વૃંદો ઉદાર મને વાંચી લઇ ક્ષમા કરશે.

ખાદિમે કોમ

સિરાજુદદીન કુરયશી.



*Mr. Abdul Latif Mohamedhabib Safree.*

Surya Prakash P. Press, Ahmedabad.

# આલીજનાબ મરહુમ શેઠ અબ્દુલલતીફ સફરી સાહેબનું જીવન વૃતાંત.

—:o:—

આપ સાહેબ અહમદાબાદના રહીશોમાંના એક હતા, અને સુન્ની મુસ્લિમ કોમમાં અગ્રસ્થાન ભોગવતા હતા. એમના ખાનદાન પ્રતિ દ્રષ્ટિ કરતાં જણાય છે કે આપનું ખાનદાન ઘણુંજ જુનું અને શરાફતવાળું છે. આપના બુઝુર્ગદાદા મરહુમ શેઠ અબદુલલતીફ સાહેબે અરબસ્તાનની અસંખ્ય મુસાફરીઓ કરેલી હોવાથી આપનું ઉપનામ "સફરી" પડયું હતું.

મજકુર શેઠ સાહેબે બાળવયમાં પોતાના મરહુમ પિતાની દેખરેખ નીચે મઝહબી તથા દુન્યવી કેળવણી પ્રાપ્ત કરી હતી. જો કે તે સમયે મુસલમાનોનું અંગ્રેજી કેળવણી તરફ ધ્યાન નહિ હોવાથી મજકુર શેઠ સાહેબ અંગ્રેજી કેળવણી લઇ શકયા નોહતા. પરંતુ ગુજરાતી કેળવણી લઇ પોતાના પિતાશ્રી સાથે વ્યપારમાં જોડાયા હતા. એમના પિતાશ્રી ઘણાજ માયાળુ દયાના ભંડાર અને વ્યપારમાં ઘણાજ કુશળ હતા. તેઓ સાહેબ અરબસ્તાન, સીયામ અને ચીન તરફ વ્યપાર ચલાવતા હતા, તેમાં મજકુર શેઠ સાહેબ બાળવયથીજ શામિલ થઇ ગયા, અને વ્યાપારમાં ઘણો સારો વધારો કર્યો.

ત્યાર પછી આપ સાહેબે સુન્નત જમાઅત કોમે બવાહિરમાં આગેવાની ભર્યો ભાગ લીધો, અને પોતાની કોમના લાભાર્થે દરેક કાર્ય પ્રસંગે આગળ પડતો ભાગ લેવા લાગ્યા. ત્યાર પછી સને ૧૮૯૦માં સુન્ની મુસ્લિમ વકફ કમીટીના મેમ્બર નીમાયા. ત્યાં સરકારે મજકુર શેઠ સાહેબના કામની પ્રસંશા સાંભળી, સને ૧૯૦૩ માં સરકારે અહમદાબાદ મ્યુનિસીપાલિટીનાં કાઉન્સીલર નીમ્યા, તેમજ એજ વર્ષમાં ડી. લોકલબોર્ડના પણ મેંમ્બર નીમાયા. આપ સાહેબે મ્યુ. માં તથા તાલુકા લોકલબોર્ડમાં અને ડી. લોકલબોર્ડમાં નિયમિત હાજરી આપી સારી સેવા બજાવી હતી.

અહમદાબાદ શહેરની વચ્ચો વચ્ચ આવેલી હ. શાહ પીરમુહંમ્મદશાહ સાહેબની દરગાહના આપ સને ૧૮૯૦ માં મેંમ્બર તરીકે નીમાયા. ત્યાર પછી સને ૧૮૯૫ માં વાઇસ પ્રેસીડેન્ટ નીમાયા, અને સને ૧૯૦૭ માં પ્રેસીડેન્ટની માન ભરી પદવી મેળવવા ભાગ્યશાળી થયા. ત્યાં તેમણે પોતાની જાતી દેખરેખ હેઠળ કામકાજમાં ઘણોજ આગળ પડતો ભાગ લીધો, અને આપ સાહેબના પ્રભાવ વડે કમીટીના મેંમ્બરો પણ પોતાના કામને સંપૂર્ણ રીતે બજાવતા રહ્યા. તથા અનજુમન ઇસલામના વાઇસ પ્રેસીડન્ટ હતા, તે શીવાય બીજી અનેક જગ્યાઓના તેઓ મેમ્બર હતા.

આપનો સ્વભાવ ઘણોજ માયાળુ, શાન્ત અને મળ-તાવડો હતો. તેમણે અનેક સખાવતો કરી છે, અને ગુપ્ત રીતે પણ દાન કરતા રહ્યા છે. એમનો દ્વાર હંમેશા મહેમાનો માટે ખુલ્લો રહેતો હતો. દેશ વિદેશથી કોઈ પણ ગ્રહસ્થ અહીં આવતો, તો તે આપ સાહેબના ત્યાંજ ઉતરતો, આપ સાહેબની પ્રતિષ્ઠા સારી થયેલી હતી. આપના સ્વર્ગવાસથી શહેરને ઘણી મોટી ખોટ ગઈછે. આપની કોમના કેટલાક સુધારાઓ અને ફૈસલાઓ આપના હાથેજ થતા હતા, અને તે સર્વેને માન્ય રાખવા પડતા હતા. શહેરના મુસલમાનોમાં આપ એક નામાંકિત અને અગ્રેસર ગ્રહસ્થ ગણાતા હતા. આપે ૭૫ વર્ષની વૃદ્ધ વયે આફાની દુનીયાનો ત્યાગ કર્યો હતો.

આપ પોતાની પાછળ બે પુત્રીઓ અને એક પુત્ર તેમજ અસંખ્ય દવલત અને મિલકત મુકી ગયા છે, હાલમાં જેની વ્યવસ્થા આપના ચિરંજીવી શેઠ મોહંમદ હબીબ સફરી સાહેબ કરે છે. જેઓ ઉદાર મનોવૃત્તી-વાળા અને ઉત્સાહી નવજુવાન છે, તેમજ કોમી અને ધાર્મિક કાર્યોમાં ઘણા ઉમંગથી ભાગ લે છે. તેઓ પોતાના મરહુમ પિતાશ્રીની માફક દરેક પ્રકારની સેવાઓ બજાવે છે. જેઓ તા. ૧૭-૨-૨૩માં શાહ પીરમહંમદશાહની કમીટીના મેમ્બર નીમાયા, અને તા. ૧૬-૮-૨૫ માં અનજુમને

મમાં લાઇફ મેંમ્બર થયા. તથા તા. ૧-૮-૨૬ ના રોજ મેનેજીંગ કમિટિના મેમ્બર થયા. તા. ૨-૮-૨૭ માં ગુજરાતમાં થએલી અતિવૃષ્ટિ પ્રસંગે અહમદાબાદમાં જાતે ફરી પડી ગએલા ઘરોની મુલાકાત લઇ, ગરીબોને ઘણી સારી મદદ કરી હતી. તેમજ તા. ૩૦-૯-૨૭માં સંકટ નિવારણ કમીટી અને હાઉસીંગ લોન કમીટીના મેંમ્બર તરીકે કામ કર્યું હતું. ત્યાર પછી આપે અહમદાબાદ મ્યુનિસીપાલિટીના કાઉન્સીલર તરીકે ઉમેદવારી કરી, જેમાં આપ ત્રીજા નંબરે ચૂંટાયા.

ગયા ડીસેંબર માસમાં તા.૧૯-૧૨-૨૭ માં અહમદાબાદમાં મળેલી ગુજરાત મુસ્લિમ એજ્યુકેશન કોનફરન્સની મેનેજીંગ કમીટી તેમજ રિસેપશન કમીટીના મેંમ્બર હતા. મજકુર કોનફરન્સમાં આપે ઉત્સાહ પૂર્વક ઘણી સારી સેવા બજાવી હતી. સને ૧૯૨૮ માં આપ સકરખાં અને હસન શહીદની મસ્જીદના જમાત તરફથી વહીવટદાર નીમાયા, તેમજ આપ ત્રણ લીંમડીની મસ્જીદ અને ડાબલીઆ પોળની મસ્જીદ તથા હેબતખાંનાં પણ વહીવટદાર તરીકે કામ કરે છે, વળી સને ૧૯૨૭ માં મજમએ હિમાયતુલ કોમના ટ્રસ્ટી તરીકે નીમણુંક થઇ છે. તેમજ હાલમાં આપ એકસાઇઝ એડવાઇઝરી કમીટીના પણ મેમ્બર તરીકે ચુંટાયા છે. તથા સને ૧૯૨૬ માં જેલ કમિટિમાં મેમ્બર નિમાયા તથા સુન્નત જમાત કોમેબવાહિરના તા. ૨૮-૨-૨૬ માં મેંમ્બર નિમાયા તથા તે સિવાય ઘણી કમિટીઓમાં મેમ્બર છે.

 

હાલમાં આપની ઉંમર ઘણી નાની છે. અને કુદરતે તેમના માથા ઉપર આવી અનેક જોખમદારીના કામો નાંખી દીધા છે. છતાં આપ હિંમ્મત અને દઢ મનથી બધા કાર્યો સંતોષકારક રીતે કર્યાજ જાય છે. પોતાના મરહુમ પિતાશ્રીના સમયમાં જેવી રીતે આપનું મહેમાન દ્વાર ઉઘાડું હતું, એવીજ રીતે હાલ પણ મહેમાનો આવે છે, અને તેઓની સારી પરોણા ચાકરી થાય છે. ખુદાએ તઆલા આપને કોમી અને ધાર્મિક કાર્યો કરવા વધુ શકિતવાન બનાવે, અને આવી હસ્તીને કાયમ રાખી તેમના આયુષ્ય, દવલત, તથા જાહોજલાલીમાં દિન પ્રતિદિન વધારો કરે, અને તેમને તંદુરસ્તી સાથે સદા ખુશી રાખે એવી મારા ખરા દિલની દુઆ છે.

નિદાઉલ ઈસ્લામ

**અલિમીયાં કુરબતીશાહ નિઝામી.**



# ગુલ હુવા હિન્દુ ભી મહેબુબે ખુદાકે સાથ હય.

---

ફવસરી તનહા નહીં હય મુસ્તુફા કે સાથ હય.
જો નબીકે સાથ હય વો કિબરિયા કે સાથ હય.
કિસ લિયે ફિર દરપયે આઝાર હેં અશરારે કવમ,
ઉસકા કયા કરલેંગે જો ખયરૂલ વરાકે સાથ હય.
કુછ નહી હસરત યહે બયઝાકી મુઝકો અય કલીમ.
હાથ અપના દામને આલે અબાકે સાથ હય.
ઈનકિશાફે મુદઆ પેશે અહદમેં કયા કરૂં.
મીમે અહેમદ હય કે જો મેરી દુઆ કે સાથ હય,
રહેમતુલલિલ આલેમીં કે હશ્રમેં મઅની ખુલે,
ખલ્ક સારી શાફેએ રવઝે જઝા કે સાથ હય.
લેકે દિલ્લુરામ કો હઝરત ગયે જન્નતમેં જબ.
ગુલ હુવા હિન્દુ ભી મહેબુબે ખુદા કે સાથ હય,

---

# પ્રસ્તાવના

## રબુલેઅરબી

હર લ્હેજા બશકલે બુતે ઐયાર બરે આમદ.
હર દમ બ લિબાસે દિગરાં યાર બર આમદ.
અલકિસ્સા હમુ ખુદ કે મી આમદો મી રફત.
તા આકેબત આં શકલે અરબહાર બર આમદ,

## જલ્વએ હક

એક કમાલનો માલિક આવ્યો; જેણે જલ્વએ હક (સત્યતાનો પ્રકાશ) દેખાડયો, જે કોઇએ તેને પ્રેમ આંખ-લડીએ જોયો તેની જીવનની સર્વ ઇચ્છાઓ પુર્ણ થઇ ગઇ. જેની નિગાહે શોક તેના ઉપર પડી તેને મુખમાગી મુરાદો મળી ગઇ, જે મનુષ્યને એ મોહને પોતાના દર્શન દીધા તેના જન્મ ભરના પાપો કપાઇ ગયા.

હે ! અરબનિવસીઓ ! કેવા સુંદર હશે તમારા ભાગ્ય ! અને કેવા ઉત્તમ હશે તમારા નસીબ ! કે તમોએ ખુદાના નૂર (ઇશ્વરી પ્રકાશ) ને પોતાની આંખે જોયો. ખુદાના હબીબ ( પરમાતમાના પ્રેમી ) ના દર્શન કર્યા. તમારો સમય કળજુગનો ફેરો નોહતો. સતજુગનો સમય હશે.

હે ! અરબનિવાસીઓ ! તમો કોઇ આરિફ઼અલ્લાહ ( ઇશ્વરના ભક્ત ) હશો, અથવા કોઇ દેવીઓ અને દેવતાઓ હશો; નહિતો સામાન્ય કોટીના મનુષ્યવર્ગના ભાગ્યમાં એ ભગવાનના દર્શન ક્યાં ! એ ઘણું દુર્લભ છે. અસંભવિત છે.

અરબસ્તાનાવલોકન.

હે ! અરબસ્તાન, હે ! વનવેરાનાવાસ, હે રેતીરણના નિવાસસ્થાન, હે ! વિકરાળ અને કોમળ પશુઓની ભૂમિકા ! જરા મારી વાત તો સાંભળ !'

હે ! ચોરો અને ડાકુઓના રક્ષક ! હે ! રહજન, અને લુટેરાઓનું નિવાસસ્થાન, હે ! ઉજ્જડ ગામડાઆઓના ઠેકાણા, જે ગુંણવડે તેં અખિલ જગતને નીચું દેખાડયું. કહે ! તું તારી તે ખૂબી કહે ! કે જેના પ્રભાવે ગુણગાનની ઉપમાઓ તારા ગુણગાન ગાવા લાગી.

હે ! અરબસ્તાન ! ત્હારૂં નામ નિશાન, કે અસ્તિત્વ કોઇ ન જાણત. ત્હારૂં વર્ણન કોઇના પણ કર્ણે ન અથડાત. જગતને કદાપી જ્ઞાન ન થાત કે અત્રે જંગલીનો વાસ છે; કે મનુષ્યં વાસ ? જે મુસાફ઼િરનો ત્હારાથી પાલો પડયો હોત, તેના છોકરાના છોકરા નહિ પણ તેના કુટુંબનો કોઇ પણ ત્હારી તરફ઼ નઝર સરખી પણ ન કરત.

હે ! જંગલી અરબસ્તાન ! ત્હારામાં જગતના અવ-

શુઓનો સંગ્રહ હતો. પાપીઓ, બદકારો, અરે, મનુષ્યના રૂપમાં શયતાનો હતા. સત્ય છે.

ચલન ઉન્કે જિતને થે સબ વેહશીયાના.
હરેક લૂટ ઓર માર મેં થા યગાના.
ફિસાદોંમેં કટતા થા ઉનકા જમાના,
ન થા કોઈ કાનુનકા તાઝીયાના.
વો થે કત્લો ગારત મેં ચાલાક અયસે.
દરિન્દે હોં જંગલ મેં બે બાક જયસે.

પણ હે ! અરબસ્તાન ! આજે એ દિવસ છે કે ત્હારૂં નામજ જગતની જીભ્હા ઉપર છે. ખુદા ત્હારા વખાણ કરે છે. કઇ આંખલડી છે જે ત્હારા દર્શન માટે ન તલસતી હોય, કયું દિલ છે જે ત્હારા પ્રેમમાં ન તડપતું હોય! તે કયો દેશ છે, જેણે ત્હારી બાદશાહીનો સિક્કો ન માન્યો હોય ! તે કયો બાદશાહ કે મહારાજા છે જેણે ત્હારી પવિત્રતા તથા દબદબાને માન ન આપ્યું હોય !

હે ! અરબસ્તાનની ભૂમી ! તેં પુરાતન ડ્રેસ ઉતાર્યું, અને નવિન અવતાર ધારણ કર્યો, તેં નવિન જન્મ મેળવ્યું કે જે રસુલે ખુદા (સ) ત્હારે હાથ આવ્યો, હવે તું અભિમાન કરે; અખિલ બ્રાહ્માંડને હલકો ગણે; જે કરે તે યોગ્ય છે. જે કહે તે સત્ય છે.

પણ શું કહું અરબસ્તાન! રબના રંગ ન્યારા છે, દાતા છે, જેને ઇચ્છે આપી દે. નહિ તો તારા હાથ લાવે એ દવલતે મુહમ્મદી! તને નસીબ થાય એ જમાલે અહેમદી! તને મળે એ રસુલે અરબી! હાય! શું કહું, હે! અરબસ્તાન! અલ્લાહ સર્વ શક્તિવાન છે.

## હિમાલય, ગંગા અને ભારતનો વિલાપ.

હે! હિમાલયાના ઉંચ શિખરો; તમોજ કંઇ વદો. સેંકડો ઋષિઓએ તમારા પ્રેમ અને સ્નેહના ખોળામાં નિવાસ કર્યો; સેંકડો યોગીઓએ તમારી પાસેથી યોગ્ય મેળવ્યું; હજારો તપસ્વીઓએ તમારા પ્રેમ સમાગમે તપો આદર્યાં; લાખો ગુરૂઓએ અને સાધુઓએ તમારે ત્યાં ચરણ કમળ માંડ્યાં; પણ સત્ય કહેજો, ક્યાંએ જોયો છે; સે? કોણ? જકડાનો રાજ દુલારો! ક્યાંએ નજરે પડ્યો તે! મદીનાનો પ્યારો કમલીવાળો!

હે! જળવહન ગંગા! તેં ત્હારા પવિત્ર જળે પુજારીઓને રામ નામની જપમાળા જપાવી, ત્હારા શિતળ મોજાંઓએ સ્વર્ગીયગમન માર્ગીઓને થાકડી થાકડી હંમેશની નિદ્રામાં પોઢાવી દીધા. ત્હારા પવિત્ર જળે દરેક પ્રેમીના હૃદયમાં પ્રેમ જ્યોત દિપક પ્રગટાવ્યો. ત્હારા મીઠડા મીઠડા અને મધુરડા ઘુંટડાઓને; [illegible]

તરસ્યા હોષ્ઠને આબે હવસરનો સ્વાદ ચખાડયો; હે! જળ વહનગંગા! જેની આંખ ત્હારી આંખ સાથે મળી; ચાર આંખ થઈ, તેને મૂંગો મંત્ર શિખવી છોડયો, અને કોઈ તૃષામય હોષ્ઠ નિહાળતાં તેને ગંગા જળનું પાન કરાવીને મુક્ત કર્યો; પરંતુ હે! જળવહન ગંગા! આટલું તો બતાવ; કે ક્યાંએ તે આબે ઝમઝમવાળાથી ત્હારી અંખડી લઢી? તે મક્કી મદનીએ ત્હારાથી કોઇ ગંગાજલી ભરી? હે! દેવપુત્રી! તેં જગતનો તે મહાત્મા જોયો? અરે! કંઇ નઝરે પડયો? ત્હારી ઉત્તમતાએ, ત્હારા ચમત્કારોએ ત્હારા સૌંદર્ય કિરણોએ, તે કાળી કમલીવાળાના દર્શનનો લાભ લીધો છે? હોય તો કહે.

હે! ભારત! ત્હારા આ ઉંચા ઉંચા મહેલો અને કિલ્લાઓ અને તેમનો મહિમા! હે! હિંદ, ત્હારી મન મોહક દિલ્લી, આગ્રા, અજમેર, મુલતાન; ત્હારામાંએ ગુલ અને ગુલઝારોની બહાર રહેલી છે, અને રહેશે. તે ન મટાડવાથી મટી શકે છે, ન મટશે. શકિતવાને તને સર્વ પ્રકારની શકિત અર્પણ કરી છે. દાતાએ પોતાની દયાથી તને દરેક પ્રકારે નવાઝયો છે. પરંતુ તે મદનનો મક્કા અને તે મોહન તો મદીના! તે કિબ્લા! તે કાબા! વિગેરે તને ન આપ્યા, તે નજ આપ્યા.

હે! હિંદ! તે પ્રકાશ ભંડાર આપવા તે કરીમે કામ ન કર્યો તે નજ કર્યો.

પરંતુ હે ! ભોળી ભારત ! તું હવે દુ:ખી ન થા. ન નયનડીઓનીર વહેવડાવ. ભલા અનાથ હવે શો લાભ ? રૂદન અને નિશ્વાસ નકામો છે.

જો આ બાઝારની વસ્તુ હોત તો ત્હારો કોઇને કોઇ સેવક લાવી આપત, ઘણા ભાગે તે મેળવવા પોતાના તન, મન, અને ધનને ઓવારી નાંખત; પરંતુ હે ! ભારત ! કોઇ કરે તો શું ? તે વસ્તુ અમુલ્ય છે ! તેનું મુલ્ય નથી. દાતાની દવલત, તે જેને ચાહે તેને આપી દે. હવે તો

ભારત ! ધીરજનાજ આશરે જા. તું પુરાતન કાળથી શાન્તિનો પાઠ ભણુતી આવી છે, તો પછી આટલી બધી બેસબરી શામાટે, ભારત !

ભારતે કહ્યું. “હું ધિરજના માર્ગથી બરાબર વાકિફ છું, અને સંતોષની સ્થિતિથી પૂર્ણ જ્ઞાની છું. મ્હારા ઉપર શું શું નથી વિત્યું ! મેં શું સહન નથી કર્યું. મેં દરેક સમયે એક ઉનો નિશ્વાસ પણ કાઢયો નથી; પરંતુ અત્રે તો સ્વમાનનો પ્રશ્ન છે, ત્યાં ધીરજ અને સંતોષ નુ શું લાગે છે કે વળગે છે, અત્રે માન અપમાન નો ઝગડો છે ! હું સ્હેજમાં મારી મહત્તા ઘટાડી નાખું ! ઘડીપળમાં મારા અસ્તિત્વનો નાશ કરી નાંખુ ! અરબસ્તાન હિંદુસ્તાનથી ઉત્તમ ! તે જંગલીની મારા ઉપર સરદારી ! વારૂં કહે. શું મારી આંખે તે જોઇ શકું છું ? બસ ! એ ન થશે ! કદાપિ નહિ બને !”

હે! રસુલે અરબી! તું પોતેજ હિંદની લાચારીને જો, અને હિંદીઓની મદદ કર. હે! અહેમદ! ત્હારા પ્રેમે એક હિંદીના હ્રુદય ઉપર કારી ઘા લગાડયો છે; તું આ, અને ધીરજ આપ; ચઉદે સદદીઓ શાક્ષી છે કે કોઇ પણ યુસુફ ત્હારા જેવો કોઇએ મિસરમાં ઉત્તમ થયો નથી. જે સાંદર્ય સૃજનહારે તને અર્પણ કર્યું, તે કોઇ બીજો મેળવી શકયો નથી. પછી કોણ છે કે જે ત્હારા સૌંદર્યના વખાણ સાંભળે અને તેનાથી બચી જાય.

હે! પ્રીતમ પ્યારા! મારા કયાં એવા ભાગ્ય કે મેં ત્હારા દર્શન કર્યાં હોત. પણ તેંજ કોઇ એવો ઝરૂખો મને બતાવ્યો હોત, કે જયાંથી હું ત્હારા દર્શન કરી શકત, પરંતુ તે કયાં મારા સદભાગ્ય;

યા! મુહમ્મદ! સાંભળવામાં આવે છે કે જે મનુષ્યે તને પ્રેમની દ્રષ્ટિએ જોયો, તેનું હ્રુદય ત્હારી પાસેજ રહી ગયું. કહેવામાં આવે છે કે ત્હારી છબ ઘણીજ મોહિની હતી, અને ત્હારૂં રૂપ અનુપમ હતું, ત્હારી આંખ જાદુ હતી, અને ત્હારી વાણી કુરઆન હતી, હે દિલદારે અરબ! સાંભળીએ છીએ કે ત્હારા પ્રેમની જયોત જે મનમાં લાગી, પછી તે બુઝાવવાથી પણ ન બુઝી, હે! અરબસ્તાનના તાજદાર! આ તરફ પણ એક દ્રષ્ટિ કર, જરા જો તો

ખરો, ત્હારા દર ઉપર એક ભિખારી હસ્ત લંબાવી માગી રહ્યો છે. પ્રેમના નામ ઉપર તેને પણ કંઈ આપ. માન્યું કે ખુદા પણ ત્હારી પ્રશંસા કરે છે, અને એ પણ માન્યું કે તું હણીએ ખુદા છે.

યે તો મંય કહુંકર કહું તેરે ખરીદારોં મેં હું,
તું સરાપા નાઝ હય મૈં નાઝ બરદારોં મેં હું,

હે! નાઝની! ત્હારી નાઝ બરદારી પણ મારા ભાગ્યમાં ન હોય, તો ખુદાના માટે એટલું તો કર; કે એક પળ માટે આવી જા, તને પોતાનામાં અને પારકામાં તફાવત કેમ! તને મિત્ર અને દુશ્મનમાં જુદાપણું શામાટે! તને નેક અને બદમાં ફર્ક શામાટે! હે! સૌંદર્યના માલિક! જો તેમ નથી તો પછી, અમારાથી દુર કેમ! અમારાથી પરદો કેવો!



# મુસ્લિમ ગૌરવ

અથવા

# સરકારે મુહમ્મદી

## પ્રકરણ ૧ લું.

**વસ્તી.**

અરબસ્તાનમાં કબીલા કબીલાના લોકો જુદા જુદા વસતા હતા. દેશ રેતાળ અને ઉજજડ, શહેર, કસ્બા, અરે! ગામ વસવાનું તો નામજ ન લો; જનસમાજના મોટા મોટા સમૂહનું એક જગ્યાએ વસવું તે પણ દુર્લભ હતું; માત્ર જ્યાં પાણી દૃષ્ટિગોચર થયું, જ્યાં જરા લીલોતરીની ભીનાશનાં દરશન થયાં ત્યાંજ અડ્ડો જમાવ્યો, ત્યાંજ બેસી ગયા; ત્યાંજ નિવાસ્થાન બનાવી લીધું. આ હતી રીત મક્કા વાસીઓની તથા અખિલ અરબસ્તાનની.

## હુકુમત

મક્કામાં કોઈની હુકુમત નોહતી. મોટા મોટા કબીલાના દસ માણુસોની ચુંટણી કરી લેવામાં આવતી, અને તે રાજ્યકારભાર ચલાવતા હતા, અને તે લોકોમાંથી ખાંનએ કાબાના મુતવલ્લી (સેવક) પણ બનાવવામાં આવતા હતા. લાંબા સમય સુધી આમજ ચાલ્યું, આ રિવાજને જનસમાજ માનતું, પાળતું અને ચાલતું. પણ હા. એક સમયે એક બહારના શત્રુએ મક્કા ઉપર ચઢાઇ કરી, ત્યારે હ. મુહમ્મદ (સ)ના મોટા દાદા હાશમે મુકાબિલો કર્યો; અને પ્રાણુની દરકાર રાખ્યા વગર ત્યાં સુધી યુદ્ધ કર્યું કે શત્રુઓને નસાડી દીધા, અને આવા અત્યોત્તમ કાર્યના બદલામાં મક્કા નિવાસીઓએ હાશમને પોતાના સરદાર બનાવી લીધા, અને ત્યારથી વંશપરંપરાનો હક મક્કાવાસીઓએ આપી દીધો.

## અબદુલ્લા

હઝરત્ત મુહમ્મદ (સ)ના પિતા અબદુલ્લાનું વય ચોવીસ વર્ષનું હતું, ત્યારે બીબી આમિના (૨) સાથે તેમનો સંબંધ થયો. ધન બહુ હતું, અને ખાનદાન ઉત્તમ હતું. એટલે ધૂમધામથી લગ્ન થયાં. દઅવતો આપવામાં આવી, ખુશીઓ મનાવવામાં આવી. બીબી આમિના સૌંદર્યમાં

સૌંદર્યની દેવી હતાં. તો ગુણોમાં ગુણાલંકાર હતાં. બંનેના દિવસો ઘણા પ્રેમાનંદમાં ગુજરવા લાગ્યા; પરંતુ અદેખું આકાશ કયાં કોઈને સુખી જોઇ શકે છે. તેણે કોને બે ઘડી આનંદ કે ચેન લેવા દીધાં.

કોઇ દમ કીજીયે કિસ તોરસે આરામ કહીં.
ચેન દેતીહી નહિ ગરદિશે એયામ કહીં.

હમણાં આનંદની માત્ર શરૂઆતજ થઇ હતી કે આનંદનો અંત પણ સાથેજ થઈ ગયો. દુઃખના પર્વતો બીબી આમિનાના માથા ઉપર તુટી પડયા. અબ્દુલ્લા વેપારાર્થે મુસાફરીએ ગયા હતા, તેઓ જ્યારે મદીને આવ્યા, ત્યારે માંદા પડી ગયા. માંદા પણ એવા કે જીવવાના સાંસા પડી ગયા. અચાનક મૃત્યુએ આવી ઘેરી લીધા. મૃત્યુસંદેશ આવી પહોંચ્યો. અને પોતાની કાયાને પરહરિ ચાલ્યો ગયો. ખુદાની મરઝી; પરંતુ અફસોસ, હમણાં પચીસ વરસનું વય પણ થયું ન હતું કે મૃત્યુના આ કારીઘાએ જીવન અકારૂં બનાવી દીધું, એટલે બીબી આમિનાનું આશાપુષ્પ ખીલ્યું પણ નોહતું કે કરમાઇ ગયું. જીવનવાટીકા પ્રફુલ્લિત પણ થઈ ન હતી કે જીવનમાળી જીવન મૃતાવસ્થામાં મુકી ચાલ્યો ગયો. હાય ! અફસોસ ! આહ ! કમનસીબી ! જનાબ અબ્દુલ્લાને તે નવ નિહાલ (પુત્ર) જોવાનો પણ સમય પ્રાપ્ત ન થયો કે જે જગતને નિહાલ કરનાર હતો. તેને

શી ખબર કે તેનો વાવેલો છોડ એક વિશાળ વૃક્ષ બનશે, તે વૃક્ષની છાયામાં જનસમાજ મુક્તિ ખોળશે. તેમજ તેને ન આવું જ્ઞાન હતું કે પોતાના ઘરે ગંગા વહે છે, પણ પોતે તરસ્યો જાય છે.

પતિના મૃત્યુથી બીબી આમિના (ર) ના હૃદય ઉપર જે આઘાત પહોંચ્યો, તેનું તો કહેવુંજ શું. પરંતુ હ. મુહમ્મદ (સ) ના દાદા અબ્દુલમુત્તલિબની જે સ્થિતિ થઇ ગઇ હતી, તે અવર્ણનીય છે. એક બાજુ ઝિંદગીનાં સો વર્ષ થયાં હતા તો બીજી બાજુ સહુથી નાના અને સર્વેથી વ્હાલા સપુતનું યુવાનાવસ્થામાં સંચરવું. ખુદા બચાવે, શત્રુને પણ આવા દુઃખમાંથી બચાવે. વૃદ્ધના દિલ ઉપર શું શું નહિ ગુજર્યું હોય. પુત્રના દુઃખે બેકાર અને તેના દર્દથી લાચાર થઇ જતા હતા, અને વારે વારે કહેતા કે શું મેં મારા હૃદયની શાન્તિને આટલા માટે પાળ્યો હતો, કે આવી વૃદ્ધાવસ્થામાં પોતાની પાછળ વારસામાં દુઃખ મુકી જાય. હે ! મૃત્યુ ! તેં જો મારા દિવસો પૂર્ણ કરી નાંખ્યા હોત તો મારા પુત્રના વિયોગે તેનો ભોગ થવું પડયું છે, બચી ગયો હોત; અને હું મારી આંખે પ્રકાશિત દિપકને બુઝાતો ન જુવત.

## ભવિષ્યવાણી

આ બાજુ લાચારી તથા દિલગીરીનો આશ્રમ હતો.

તો બીજી બાજુ ભવિષ્યવાણી થતી હતી, કે હે! ના હિમ્મત! આવી રીતે તું ટુંક વિચારવાળો ન બન, અને બુદ્ધીની લગામ ન મુકી દે, ત્હારૂં ભાગ્ય કેવું છે, તેની તને શી ખબર, ભગવાને ત્હારા ભાગ્યમાં જે લખ્યું છે તેની તને ખબરજ ક્યાં છે; ઝરા શુદ્ધીમાં આવી, બુદ્ધીની આંખ ઉઘાડ; કે જે પ્રિતમ પ્રેમ નગર મકકામાં પોતાની છબ દેખાડનાર છે, તે હજી તારા ખોળામાં આવ્યો નથી. જે પ્રકાશે આખા અરબસ્તાનને પ્રકાશિત બનાવી દેવો છે, તે પ્રકાશ હમણાં પ્રકાશિત થયો નથી. અને જે ચંદ્રમાએ હિંદુસ્તાનમાં પૂર્ણ કલામય બની ચમકવું છે, તે હમણાં ઉગ્યો નથી. જે બાંગીની બાંગ અરબસ્તાનના ખંડેરોમાંથી નીકળી હિમાલયના શિખરો ઉપર ગૂંજનાર છે, તે હમણાં મિમ્બર ઉપર ચઢયો નથી. જે નામાંકિતના કારણે તારી નામના ચારે દિશાએ પ્રસરનાર છે, તે નામાંકિત હમણા પયદા થયો નથી.

## ૯. મુહમ્મદ (સ) ના આગમનની ભવિષ્યવાણી.

હ. ઇબ્રાહીમ (અ) મેં દુઆ કરી હતી કે "હે! ખુદા! અરબસ્તાનમાં એક પયગંબર તેમનામાંથી મોકલ. તેવીજ રીતે હ. ઈસા (અ) એ પોતાની કોમને ભવિષ્યવાણી કરી હતી કે મારા પછી એક પયગંબર આવનાર છે, જેનું નામ અહેમદ હશે." હ. મુહમ્મદે (સ) પણ

ફરમાવ્યું હતું કે હું મારા દાદા હ. ઇબ્રાહીમ (અ) અને ભાઇ ઇસા (અ)ની બશારત છું. છેવટે તે પવિત્ર ઘડી આવી ગઇ કે જેના સંબંધમાં ઇશારો કરવામાં આવ્યો હતો, તે સૂર્ય ભગવાન ઉગ્યો કે જેના કિરણો પૂર્વમાં ઝગમગ ઝગમગ થવા લાગ્યા. તે પૂર્ણ કલામય ચંદ્ર ઉગ્યો કે જેના કિરણોથી અરબસ્તાનનો અંધકાર નાશ પામ્યો.

બીબી આમિના (ર) ના ત્યાં પુત્ર થયો. પુત્ર તે સપુત્ર કે જેના આવવાથી અર્શ અને ફર્શ તેના મહેમાન થવા લાગ્યા.

બતહાકા બાશી મનમોહન,
જબ ફર્શપે આયો આનનમેં,
તબ કાસે કહું મંચ અચરી સખી,
જો ધમથી કોનો મકાનનમેં.
સબ હુરો મલાયક જિન્નો બશર,
સાતોં હી ફલક ઓર સારેનબી,
થી સલ્લે અલ્લાકી ધમ મચી,
આતીથી સદા યે કાનનમેં.

કારીગરે પોતાની કારીગરીના નમુના દરેક વખતે દેખાડયા, અદભુત ચંદ્ર દેખાડયા, પરંતુ આ સમયે એવો ચંદ્ર દેખાડયો કે અખિલ જગતના સૌંદર્યવાન નીચું જોવા લાગ્યા.

## દાદાનો આનંદ

અબ્દુલમુત્તલિબે જાણ્યું કે મારે ઘેર પૌત્ર પયદા થયો છે કે આનંદમાં આવી ગયા. બાળકને જ્યારે જોયો ત્યારે હર્ષાશ્રુ નીકળી પડયાં. વખતો વખત તે નાના પ્રાણને છાતીએ લગાડતો હતો, અને હુલ્યો ન સમાતો હતો. તેનું સર્વે દુઃખ નાશ પામ્યું, અને આનંદમાં ડોલવા લાગ્યો. પુત્રનો મૃત્યુ ઘા, પૌત્રના જન્મે મટી ગયો, અને આનંદની કળીઓ નીકળી આવી. ઘેર ઘેર જલ્સાઓ થયા, દઅવતો આપવામાં આવી. દાદાને પોતાનો મરહુમ પુત્ર વખતો વખત દેખાવા લાગ્યો, અને તેના સંબંધમાં અબ્દુલ્લાએ બીજીવાર જન્મ ન લીધો હોય; પરંતુ તેને કયાં ખબર હતી કે સરવરે કાયનાતે જન્મ લીધો છે, કે જેના નામનો ડંકો ચારે દિશાએ ગાજશે અને જેનું નિશાન એવી રીતે ઉડશે કે તેને ન બાદે શર્ક (પૂર્વનો પવન) હલાવીશકશે, નબાદે સરસર (વંટોળીયું) પાડી શકશે.

## માતાનો આનંદ

એક સમયે માતાની એવી સ્થિતિ હતી કે, દરેક વખતે આંસુથી લુગડું પલળેલું રહેતું. ઉઠતાં, બેસતાં, ઉઘતાં જાગતાં નિશ્વાસો હતા. કોઇને મળવા જવું અથવા મળવા આવનારને મળવું તેમને ગમતું નહિ. આવી સ્થિતિમાં તેમને ધીરજ આપે તો કોણ આપે; અને આપવાનો વિચાર

કરે તો કેવી રીતે! પરંતુ હવે સ્થિતિ છે કે બાળકના દર્શન થતાં દુઃખ સુખમાં બદલાઇ ગયું. જગતમાં નવિન રૂપે જીવન મળ્યું. જગતથી તુટેલો સંબંધ જોડાઇ ગયો. નેત્રોમાં નાશ પામેલો પ્રકાશ સજીવન થવા લાગ્યો. બીબી-આમિનાને (૨) ફરિશ્તાઓ (દુતો) એ સ્વપ્નામાં આપેલી આગાહી સરજનહારે આંખે દેખાડી. પછી શું હતું, જ્યાં રાત્રિદિવસ દિલગીરીએ વાસ કર્યો હતો, ત્યાં હવે આનંદે પોતાનું નિવાસસ્થાન બનાવી લીધું હતું. દિવસો આનંદના હતા તો રાત્રિઓ ચયનની હતી. માતા બાળકને જોતી કે બાગબાગ થઇ જતી. માતાની જો કંઇ બાળક ઉપર દૃષ્ટિ પડતી તો ઓવારણા લઇ લેતી, અને તેના ઉપર કુરબાન થઈ જતી. જે લોકો બાળકને જોવા આવતા તે કહેતા કે તેના હોષ્ઠ લાલ છે, તો આંખ જાદુ છે.

તુઝ લબકી સિફત લાલે બદખ્શાં સે કહુંગા.
જાદુ હંય તેરે નયન ગિઝાલાંસે કહુંગા.
દી હકને તુઝે બાદશાહી હુસ્ને નગર કી,
જા કિશ્વરે ઇરાં મેં સુલયમાંસે કહુંગા.

સ્નેહીઓ અને સંબંધીઓ બીબીને કહેતા કે "બીબી તને મુબારક, તારૂં ઉંઘતું ભાગ્ય જાગ્યું; કે તારે ઘેર પુત્ર પયદા થયો. તે લાંબા આયુષ્યવાન થાવો, તેનું ભાગ્ય પ્રબળ થાવ, તેનું ભાગ્ય ચમકો. બીબી આ ઘણો સ્વરૂપવાન છે.

## બાળકનો તવાફ

દેશના રિવાજ મુજબ અબ્દુલમુત્તલિબ બાળકને ખોળામાં લઇ તવાફ માટે લઇ ગયો. અને પવિત્ર સ્થાને જઈ તેણે મૂર્ત્તિને મસ્તક નમાવી તેમની આગળ પ્રાર્થના કરી કે "હે! મૂર્ત્તિઓ! મારૂં સુતેલું ભાગ્ય જાગૃત થયું છે, કે મારા પુત્રના ઘેર પુત્ર પયદા થયો છે. હે! મંદિરની મૂર્ત્તિઓ! મારા બાળકને લાંબુ જીવન આપજો.

દાદાને ભવિષ્યનું જ્ઞાન કયાં હતું, કે જે જાણી શકે કે આ મૂર્ત્તિઓનું જીવનજ આ બાળકના હાથમાં છે, તો પછી તેમની પાસે બાળકના જીવનની કયાં પ્રાર્થના કરૂં છુ, અને હું આ મૂર્ત્તિગૃહમાં કોની આગળ હાથ જોડીને ઉભો છું. સો વર્ષના વૃદ્ધની આખી ઝિંદગી મૂર્ત્તિપૂજામાં કપાઈ ગઇ હતી. તેણે સેંકડો પૂજારીઓ તેમની પૂજા કરતા અને યાત્રાળુઓને તેમના લુગડાના ચુંબન કરતા જોયા; પરંતુ એ ન જોયું કે આથી અંતઃકરણને શાન્તિ મળે છે કે નહિ. પરંતુ ખુદાની શાન; આના ઉપરજ તેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી કે જે મળશે તે તેમની ઝાતથી, અને જે નાશ પામશે તે તેમના કારણે.

ભોળી દુનીયા! તેમણે (મૂર્તિઓએ) કયારે કોની સાથે વફા કરી છે. એક નહિ કંઇ હઝારો પ્રાણો તેમના ઉપર કુરબાન થયા, તન, મન, અને ધન સર્વે લુંટાવી દીધું

કોઇ દિલજલાએ તેમના હાથ ઉપર મસ્તક પણ આપી દીધું, પણ તે એ ઝાત છે, કે કોઇને પણ ખાતિરમાં લાવ્યા નહિ. ઉત્તમ ઉત્તમ ઘરો તેમણે બરબાદ કર્યા, સારા સારા સ્વરૂપવાન યુવાનોને ફના કર્યા. તેમનાથી વફાની આશા રાખવી ! તે સંગદિલોથી પ્રેમ કરવો ! ખુદા બચાવે; તેમનો પ્રેમ મહા આફત છે. પણ તે વૃદ્ધને કોણ સમજાવે ? અને કોઇ કહે તો શું કહે ? લાત અને મનાત તેઓના નાથ અને સ્વામી હતાં, તેઓ ક્યાં કોઈનું સાંભળતા હતા.

મૂર્તિપૂજક વૃધ્ધે છેવટે મૂર્તિખંડન બાળકને મૂર્તિઓની આસપાસ ફેરવ્યો, અને તે કોમી રિવાજ પૂર્ણ કરી ઘેર આવ્યો. સર્વે સગાંવ્હાલાંને બોલાવ્યાં. રાગ રંગની ધમાલ મચી, અને બાળકનું નામ મુહમ્મદ (સ) રાખવામાં આવ્યું.

ઝબાંપે બારે ખુદાયા યે કિસકા નામ આયા.
કે મેરે નુત્કને બોસે મેરી ઝબાં કે લીયે.

## અન્નાને હવાલે.

બાળકે હમણાં થોડાકજ દિવસ માતાનું દૂધ પીધું હશે કે તે મુલ્કના રસ્મ અને રિવાજ અનુસાર એક દુધ-માતા ( હલીમા ) ને સોંપવામાં આવ્યું. ચાર વર્ષ સુધી તેના ખોળામાં ઉછેરાયા. તે વરસમાં બે વખત બાળકને

માતાને દેખાડવા લાવતી હતી. માતા બાળકને જોતી કે બાગબાગ થઈ જતી હતી, અને કહેતી કે આ પુષ્પવદને મને નિહાલ કરી નાંખી. પણ તેને શી ખબર કે આજ બાળકના પ્રકાશે અખિલ જગતને નિહાલ કરવું છે.

સામાન્ય રીતે અરબસ્તાનમાં બે વરસ સુધી અ-ન્નાઓ બાળકને રાખતી હતી, પરંતુ બીબી ઘણાં બુદ્ધિશાળી અને ભવિષ્યનો વિચાર કરનાર હતાં, તેમણે બે વરસના બદલે ચાર વર્ષ હલીમા પાસે બાળકને રહેવા દીધો. કે જેથી શહેરની ખરાબ હવાથી બચી જઈ, ગામડાની સ્વચ્છ હવા મેળવી ભવિષ્યમાં કોઈપણ બીમારીનો શિકાર ન થઇ જાય અને આરોગ્ય વધે.

ઝાહિર રીતે બાળકનું માતાથી જુદું રહેવું મોટી વાત નથી; પરંતુ ખરેખર એ એક મોટી વાત છે. કહેવામાં અને કરવામાં મોટો તફાવત છે. એક યુવાન બીબી, તેપણ વિધવા, તેના ઉપર એકલવાયું બાળક અને તેને પોતાનાથી ચાર વર્ષ સુધી જુદું રાખવું તદન અશકય છે. તે એજ ઉત્તમ માતાનું કાર્ય છે, જે દુરબીન જેવી આંખ રાખતી હોય, અને જેનામાં ધીરજ તેમજ સંતોષ પણ હોય. આ એક ખુદાઈ બક્ષીસ છે, નહિં તો કયાંથી હોય કોઈપણ સ્વરૂપવાનમાં આવી ખૂબીઓ! સૌંદર્યને અકકલનું થીગડું! આ એક અચંબો છે. અમોએ તો જે જે સ્વરૂપવાનોને જોયા

બેવકુફજ જોયા, સરજનહારે જેને સૌંદર્ય અર્પ્યું, તેની પાસેથી અક્કલ છીનવી લીધી. પરંતુ એક આમિના હતી કે જેનામાં બન્ને વસ્તુઓ મવજુદ હતી.

## માતાનું મૃત્યુ

માતાની આશા પૂર્ણ થઇ કે બાળકની આરોગ્યતાએ એવી જડ પકડી, કે ઝિંદગીમાં તેને સેંકડો મુસિબતોથી મુકાબિલો કરવો પડયો, પરંતુ તે તેનો વાળ પણ વાંકો કરી શકી નહિ. અફસોસ તો એ વાતનો છે કે માતા પોતાની મહેનતનો છોડ ઉછરેલો જોવા ભાગ્યવંત થઇ નહિ. હમણાં માતા અને દીકરાએ ભાગ્યેજ બે વરસ સાથે પસાર કર્યાં હશે કે મૃત્યુસંદેશ આવી પહોંચ્યો, હ. આમિના (ર) સ્વર્ગે સિધાવ્યાં, અને છ વરસનું નાનું બાળક પાછળ મુકી ગયાં. વિચારવા જેવું છે કે માતા મરણપથારી ઉપર પડી છે, અને બાળક તેની સામે શોકાતુર ઉભું છે. તે મનમાં કહેવા લાગી કે આ બાળકની કોણ સંભાળ રાખશે; તેને ભાઇ કે બ્હેન પણ નથી, પિતાને કુદરતે પહેલાંથીજ લઇ લીધો, અને હવે હું પણ જવાની તૈયારીમાં છું. હાય! મારા ભાગ્ય! ઉફ! મારી કમનસીબી! માતા દરેક વખતે પોતાના બાળક તરફ દૃષ્ટિ કરતી, પરંતુ સ્થિતિ નાજુક હતી. આંખ ઉઘાડીને જોવું પણ મુશ્કેલ થઇ પડયું હતું.

## બાળકની સ્થિતિ

બીજી તરફ બાળક માથું ઝુકાવી શોકાતુર ઉભુ હતું અને જોઇ રહ્યું હતું કે આ બધું શું થાય છે. પિતાનું નામ નિશાન ન જોયું, માતાને જોવા ભાગ્યવંત થયો, તે પણ હમણાં જવાની તૈયારીમાં છે. આ ભયાનક દેખાવ જોઇ સગાંસ્નેહીઓ લોહીના અશ્રુ પાડતાં હશે, અને શહેરના લોકોએ કોલાહલ મચાવ્યું હશે, કે આ શું થઇ રહ્યું છે. કોઈ એવી આંખ નહીં હોય કે જે અશ્રુથી ભીની ન થઈ હોય; કોઇ એવું હૃદય નહી હોય, જે શોકસાગરમાં ગરકાવ ન થયું હોય; દરેક જગ્યાએ શોકનાં વાદળાં છાએલાં હશે, અને શહેર માતમગૃહ બન્યું હશે.

બીચારા બાળકે થોડોક સમય પસાર કર્યો હશે કે એક બીજી આફત તેના માથા ઉપર તુટી પડી. જે ટેકો દાદાનો હતો, તે પણ જતો રહ્યો. બુઝુર્ગ અબ્દુલમુત્તલિબ પણ મરણ પામ્યા, અને આઠવર્ષનું અનાથ બાળક પાછળ મુકી ગયા.

બસ ! હવે લાચાર બાળક, દુઃખોનું વાજીંત્ર, કરે તો શું કરે, અને જાય તો ક્યાં જાય. ન પિતાની સુરત જોઇ, ન માતાના ખોળા સિવાય બીજો કોઇ આરામ; અનાથ તો પિતાના મૃત્યુએજ કરી દીધો. પરંતુ દાદાના મૃત્યુએ શોક નો પ્યાલો સંપૂર્ણ રીતે ભરી દીધો. ખુદાની મરજી. ખાન-

દાની કુળનો નબીરો, શરીફ મક્કાનો પુત્ર, જોતજોતામાં નિરાધાર અને ઘરબાર વગરનો થઇ ગયો. પરંતુ આ બાળકને અનાથ કરવામાં ખુદાનો ભેદ હતો. ખુદાએતઆલા તેને-એક ખાસ રૂત્બો અર્પણ કરવા ઇચ્છતો હતો, જેની સફળતા માટે ઝાતી અનુભવની સખ્ત જરૂર હતી. જ્યારે ખુદાએ તેને રૂત્બાથી સરફરાઝ કર્યો, અને તેની પરીક્ષા લેવામાં આવી, ત્યારે તે અનાથે એવી સરસ સફળતા મેળવી કે:–

મુસિબત મેં ગયરોં કે કામ આને વાલા.
વો અપને પરાએકા ગમકાખાને વાલા.
ફકીરોંકા મલજા ઝઇફોં કા માવા.
યતીમોંકા વાલી ગુલામોંકા મોલા.

## અમીન અને સાદિકના ખિતાબની પ્રાપ્તિ

હવે પાછળ કોણ હતું, જે અનાથની સંભાળ રાખે, પરંતુ ખુદા સર્વશક્તિમાન છે. આપના કાકા બુઝુર્ગ અબુ-તાલિબ એક મોટા કુટુંબનું ભરણપોષણ કરતા હતા. તેમણે ફક્ત બાળવયમાંજ નહિ, પરંતુ જુવાનીમાં પણ પુરેપુરી સહાય કરી. સાચો વફાદાર પુરૂષ હતો; અને વફાનું નામ રાખી ગયો. બુઝુર્ગે આપને પોતાના સાથે વેપારની શરૂઆત કરાવી, અને બંન્ને કાકા ભત્રીજા વેપાર અર્થે એકઠા બહાર આવવા જવા લાગ્યા. પચીસ વર્ષના વય સુધી

આપ વેપારમાંજ મશગુલ રહ્યા. જ્યાં કંઇ બહાર જતા કાકાની સાથેજ જતા, એકબીજાની જુદાઇ એક પળ માટે પણ અસંભવિત હતી. આપે વેપારના કામકાજને સારી રીતે નિભાવ્યું. અને પોતાની ખુબીઓ તેમજ કામકાજની ઉત્તમ ઢપથી કારોબારમાં ઉત્તમ સફળતા મેળવી. ત્યાં સુધી કે લોકો આપને "સાદિક" અને "અમીન" ના ખિતાબોથી પોકારવા લાગ્યા.

## વેપાર અને સચ્ચાઈ

વેપાર અને સચ્ચાઇનો એક સાથે નિભાવ કરવો, જાણે અગ્નિ અને પાણીને એકઠા કરવા બરોબર છે. વેપારમાં જૂઠ બોલ્યા વગર કામ ચાલી શકતુંજ નથી. કોઇ ગમે તેવી કીંમતી વસ્તુ હોય, પરંતુ તેને જ્યાં સુધી ધોકાબાઝીનો રંગ ચઢાવવામાં ન આવે, તેમજ તેને ફરેબના શીશામાં ન ઉતારવામાં આવે ત્યાંસુધી તે વસ્તુને લેવાનું કોઇ નામ પણ નહીં લે. એવા સમયમાં કે જ્યારે લક્ષ્મીનો દોર ચાલતો હોય, અને પ્રેમનો જગતમાં દુકાળ હોય, તેવા સમયે ઢોંગ અને ફરેબથી દૂર રહેવું, સીધા માર્ગે ચાલવું, જુઠથી બચવું, તેમજ "સાદિક" અને "અમીન" કહેવાવું, શું આ નાની વાત છે!

સાચું બોલવું તે પણ કઈ ભૂમિ ઉપર? અરબસ્તાનના અંધકારમાં! જ્યાં ન હોય અક્કલની રોશની કે

સભ્યતાનો પ્રકાશ; જેને જુઓ તે અંદર અને બહારથી કાળો; જ્યાં લોકો દરેક કુટેવોથી ભરપુર; દરેક પ્રકારની બદમાશીઓમાં હોશીઆર; ત્યાં કોઇ માણુસ સીધા માર્ગે ચાલે, તો પોતાનું પણ મોઢું કાળું કરાવે. એવા બદકારોમાં નેક બનીને રહેવું, આ કંઈ નાની વાત છે! છે કોઈ આદમની અવલાદમાં એવો! છે કોઈ મર્દમયદાન એવો! જેને દાવો હોય, તે આવે, નીકળે, અને કરી દેખાડે.

સાચું બોલવું તે પણ કઇ ઉંમરમાં, જ્યારે વીસ પચીસ વર્ષનું વય હોય, અને ભરપુર જુવાની હોય. આ વય જિંદગીનો એવો સમય છે કે જેમાં સાચું બોલવું તો કોરાણે, પરંતુ સાચું બોલવાનો વિચાર સરખોએ આવતો નથી. આ સમયે જુવાનીનો ઉમંગ અને યૌવનની ધુન મનુષ્યને લગામ વગર એવો દોડાવે છે કે તે આગળ પાછળ કંઇ જોતો નથી. ઉમરના આવા સમયમાં સાચું બોલવું મનુષ્યની શક્તિ બહાર છે. આ વાતજ જુદી છે. આવ લોકો જુઓ, આ ખુદાનો ભેદ છે. હે! આંખોવાળાઓ આવ! આ 'અમીન, ને જુઓ એ અમન રૂપ છે, એ સુંદર સ્વરૂપ છે, હે! કાનવાળાઓ એને સાંભળો, આ કુરઆનનો કાન છે; આ સદાકત (સત્યતા) નો પયગામ છે.

## ખદીજા (ર) ને વ્યવસ્થાપકની જરૂર

આ સમયમાં મક્કામાં એક ધનવાન ખાનદાનની વિધવા રહેતી હતી, જેનું નામ ખદીજા (ર) હતું. તેનું

વય આસરે ચાલીસ વર્ષનું હતું, તે ઘણી સૌંદર્યવાન હતી. પરંતુ તેને કોઇ લાયક વ્યવસ્થાપક મળતો નહતો, કે જે તેના કારોબારની સારી રીતે વ્યવસ્થા કરી શકે. તે જેને કારોબાર સોંપતી તે તેને જમે ઉધાર બરાબર પુરો કરી દેખાડતો હતો. તે માટે ખદીજા (ર) ને એક સારા માણુસની જરૂર હતી. પરંતુ એવો માણુસ ક્યાંથી મળે. પણ તેણે તપાસ ચાલુ રાખી. છેવટે તેના કાને આપની પ્રસંશાનો આવાઝ પહોંચ્યો, કે એક નવજુવાન છોકરો છે જેનું નામ મુહમ્મદ (સ) છે. જે સત્યતાથી એક પગલું પણ આગળ વધતો નથી, અને જૂઠની પાસે જતો નથી. લકબ તેનું 'અમીન' અને ખિતાબ 'સાદિક' છે. ખદીજા (ર) કહેવા લાગી કે જો એવો માણુસ મારે હાથ આવી જાય, તો મારૂં બગડેલું બધું કામ સુધારી જાય.

## ખદીજા (ર) ની નોકરીમાં

ખદીજા (ર) એ હ. મુહમ્મદ (સ) ને એક પયગામ મોકલ્યો, કે જો તમો મારે ત્યાં નોકર તરીકે રહો અને મારા કામકાજની સારી રીતે સંભાળ રાખો, તો અત્યારે આપની જે આવક છે તે કરતાં હું ડબલ પૈસા આપીશ. મને દયાનતદાર અને સાચા માણુસની ખાસ જરૂર છે. આપની સચ્ચાઇની ખુબીઓ સાંભળી મેં આપને મારી પાસે રાખવા નિશ્ચય કર્યો છે. જો તમો મારા માલને તમારો માલ અને મારા નુકસાનને તમારો નુકસાન સમજશો, તો

આપ ખિદમત ( નોકરી ) નો જે હક માંગશો તે હું આ-પવા માટે તૈયાર છું. જ્યારે આપને આ પયગામ મળ્યો, ત્યારે આપે આપના કાકાની સલાહ લઇ એવો નિર્ણય કર્યો કે એવી કદરદાન સ્ત્રીની નોકરી જરૂર કરવીજ જોઇએ. છેવટે આપ ખદીજા (ર) ની ખીદમતમાં ચાલ્યા ગયા, ત્યાં જઇ બધું કામકાજ સંભાળી લીધું, અને કારોબાર શરૂ કરી દીધો.

ખદીજા (ર) એ આપની પ્રસંશા સાંભળીનેજ આપને નોકર રાખ્યા હતા, પરંતુ જ્યારે તેણે જોયું કે આપને ન દિવસે ચયન છે ન રાત્રે આરામ, તો ઘણી ખુશ થઇ, કેમ ન થાય ! તેનો વેપાર દિવસે દિવસે વધવા લાગ્યો, તેની દોલતનો સિતારો ચમકવા લાગ્યો. જેમ જેમ આપની કીંમત ખદીજા (ર) ના હૃદયમાં વધતી ગઇ, તેમ તેમ પ્રેમ દીપક પણ તેના હૃદયમાં પ્રકાશિત થતો ગયો. તેને અહે-મદના પ્રકાશમાં ખુદાઇ જલ્વો દૃષ્ટીએ પડયો. એક તરફ પગથી માથા સુધી નૂર, તો બીજી તરફ સત્યતાની શોધ-ખોળ કરનાર નયન, પછી કેમ અસર ન થાય; ખદીજા (ર) ને ઉલ્ફતની લો લાગી, અને તેના હૃદયમાં કોઇના પ્રેમની જ્યોત બળવા લાગી. કેવી સત્યતા અને કેવી દયાનતદારી, કેવું સૌંદર્ય અને કેવી વાચા, બધી વસ્તુએ મળીને ખદીજા (ર) ના હૃદય ઉપર એવી છાપ પાડી કે તેનું સંગીન હૃદય આપના તાબે થઇ ગયું.

## એહમદી પ્રેમનો તરંગ

ખદીજા (ર) મનજમનમાં કહેતી હશે કે કાલ સુધી તો હું સારી હતી, અને અત્યારે મને બેઠાં બેઠાં શું થવા લાગ્યું છે, આ કેવી રીતે બની શકશે. જગત મને મેણા મારશે, કે ચાલીસ વર્ષની વય થઇ છતાં તેને હજુ પણ દુનીયાની ધુન લાગેલી છે. અને મુસીબત એ છે કે અહીંઆં તો જુવાની સંપૂર્ણ થઇ ગઇ છે, અને ત્યાં તો ખુબસુરત જુવાન, સ્વરૂપવાનોમાં ઉત્તમ સ્વરૂપવાન, નાઝવાળાઓમાં વિચિત્ર નાઝની, મધભર્યા નયન, કટારી સમાન દૃષ્ટિ, ચંદ્ર સમાન ચહેરો, અને તેના ઉપર કાળી ઝુલ્ફો;

આવા વિચારો માંજ ખદીજા (ર) ની દિવસથી રાત્રિ અને રાત્રિથી દિવસ થઇ જતો હતો. પરંતુ તેને કોઇ પ્રકારની સમજણ પડતી નોહતી. દરેક પળે એવા વિચારોમાં રહેતી કે કોઇ પણ રીતે મનની આશાઓ સફળ થાય. તે બિચારી ને હવે રાત્રિ દિવસ કાબાનો તફાવ હતો, કે મૂર્ત્તિઓની પૂજા. મૂર્ત્તિગૃહમાં જઇ દુઆઓ માંગતી, અને બાધાઓ રાખતી. ખુદાની શાન; ખદીજા (ર) મૂર્ત્તિઓ સામે તે મૂર્ત્તિભંજક ને મેળવવા માટે મૂર્ત્તિગૃહમાં માથું ઘસતી. આવી રીતે ઘણો સમય વીતી ગયો, પરંતુ તેની આશાઓ પૂર્ણ થઇ નહિ. છેવટે એટલી બધી કંટાળી ગઇ, અને તેના હૃદયને એક એવી સખત ઠેસ લાગી કે તે મૂર્તીઓને

તિરસ્કારની દૃષ્ટીએ જોવા લાગી. જેમ જેમ હ૦ મુહમ્મદ (સ.) થી ખદીજા (ર) નો પ્રેમ વધતો ગયો તેમ તેમ તેનું મન મૂર્તીઓ તરફથી ખસતું ગયું. એક દીવસ જ્યારે તે ઘણીજ કંટાળી ગઇ તો કહેવા લાગી " મેં આ કાબાની મૂર્તીઓથી શું મેળવ્યું ! રડતાં રડતાં. આંખો બાળી, પણ તેમનાથી કાંઇ મારૂં કામ થયું નહિ. પત્તથરની કાળી મૂર્તીઓ છે, એમાં શું રાખ્યું છે; તેમના ઉપર લઅનત; અને તેઓ ના પુજનાર ઉપર ફિટકાર; નથી મને તેઓ ઉપર વિશ્વાસ, કે ભરૂસો; હવે મારી મૂર્તિ છે તો એક; અને દિલદાર છે તો એક; હવે જો માથું નમાવીશ તો એહમદ (સ.) ના ચર્ણોમાં; અને પ્રાર્થના માટે હસ્ત લંબાવીશ તો મુહમ્મદ (સ) ની સરકારમાં; હવે હું આ મૂર્તીઓ આગળ હાથ લંબાવું, અને સવાલ કરૂં! બસ! હવે મારા સવાલ થઇ ચુક્યા, અને મને તેઓના જવાબની કંઇ દરકાર નથી. મારા મનના મંદિરમાં મુહમ્મદ (સ) નો વાસ છે. હું શા માટે આવો સરળ માર્ગ ગ્રહણ ન કરૂં; ચાહે હવે આખું અરબસ્તાન મારાથી મોઢું ફેરવી લે, કે આખું જગત મને તિરસ્કારની દૃષ્ટીએ જુએ પરંતુ હવે હું જો પુજીશ, તો ફક્ત એક દિલદાર મુહમ્મદ (સ) ને.

ખદીજા (ર) એ સંપૂર્ણ વિચાર કરી લીધો કે હું પોતે જઈ મુહમ્મદ (સ) ને બધી વસ્તુ સ્થિતિ કહી સંભળાવું

કે," હે! સાદિક! તું ઈમાનદારી અને સત્યતામાં સંપૂર્ણ છે. પરંતુ હે! અમીન! મેં મારા હૃદયને ક્યાં તારી પાસે અમાનત રાખ્યો હતો! મેં તો ફક્ત માલ અને દવલત તારે હવાલે કર્યા હતા. હૃદયનો વેપાર તને સોંપ્યો નોહતો. આ શા માટે લૂટી લીધો,, હું આ બધી વાતો તેને કહી સંભળાવીશ, પછી જોઇશ કે તે શું જવાબ આપે છે. પણ તે મનમાં કહેવા લાગી કે આ બધી વાતો કહેવાની છે, પરંતુ તેને કહેશે કોણ!

દસ્તુરે ઝબાંબન્દી હય કયસા તેરી મેહફિલમંય,
યહાં તો બાત કરનેકો તરસ્તી હય ઝબાં મેરી,

મુહમ્મદ (સ) જો કે ખદીજા (ર)ના નોકર હતા, પરંતુ સૌંદર્યનો દબદબો અને પ્રેમનો ખવફ બલાનો અસર રાખે છે. શી શકિત કે ખદીજા (ર) વાતચીત માટે હોઠ સરખું ફફડાવી શકે. આંખથી આંખ મેળવી વાત ચીત કરવા માટે તેમજ પોતાના મનનો ભેદ પોતાની જીભે કહેવા માટે ઘણીજ માથાકુટ કરી, પરંતુ હીમ્મત હારી ગઈ, અને બિચારી જ્યાંની ત્યાં રહી ગઇ.

## નિકાહનો પયગામ

જ્યારે તેનું મગજ શાંત થયું, ત્યારે તેણીએ બધી બાબતો ઉપર વિચાર કર્યો, અને કહેવા લાગી. આ કાર્ય દાવપેચ કે ધોકાબાજીનો નથી, કેમકે, તેને લાલચ, સ્ત્રી કે

દલવત ની કંઈ પરવાહ નથી. છેવટે તે એવા નિર્ણય ઉપર આવી કે એક કાસિદને નિકાહનો પયગામ લઈને મોકલવો અને તે મારી બધી સ્થિતિ કહી સંભળાવે. તેણે પોતાના વિચારોથી મળતા એક માણસને કાસિદ તરીકે શોધી કાઢયો. જ્યારે કાસિદ સંદેશો લઈને જવા લાગ્યો ત્યારે ખદીજા (૨) એ તેને પાસે બોલાવ્યો, અને કહેવા લાગી કે જો તને સાચી વફાદારી બજાવવી છે તો જે કંઇ તેને કહે તે સાચે સાચું કહેજે જો તું " સાદિક " ના દરબારમાં જાય છે. માટે સદાકત ( સત્યતા )થી કામ લેજે, જરાએ ચાલાકી વાપરીશ નહિ. જેટલું પુંછે તેટલોજ જવાબ આપજે, ઓછું વત્તું કહીશ નહિ.

ખદીજા (૨) ની નેત્રો કાસિદની રાહ જોવામાં લાગી હતી. જોઈએ શું જવાબ લાવે છે. મારા ભાગ્યનો દૂત કઇ દિશાએ જાય છે; તે મોટી મોટી આશાઓ બાંધતી અને પોતાના હૃદયને ધીરજ આપતી, પણ જ્યારે તેને નિષ્ફળ તાનો વિચાર આવતો, ત્યારે તે બેચયન થઇ જતી અને તેના હોશ ઉડી જતા,

ખબર તહૈયુરે ઇશ્ક સુન ન જુનુ રહા ન પરી રહી,
ન તુ, તુ રહા ન વો મંય રહા જો રહીસો બેખબરી રહી,
તેરે જોશે હયરતે હુસ્ન કા અસર ઇસ કદરસે યહાં હુવા,
નતો આઇને મેં જિલા રહી ન પરીમેં જલ્વા ગરી રહી.

જગતમાં પ્રથમ મુસ્લિમ.

એક તરફ ખદીજા (ર)નિષ્ફળતાના વિચાર સાગરમાં ડુબેલી હતી, તો બીજી તરફ કિસ્મત નો ફરિશ્તો ઉભો ઉભો હાસ્ય કરતો હતો. ખદીજા (ર) ને શી ખબર કે તેને જે બન્ને જગતના બાદશાહની રાણી બનવું છે, તે એજ તાજદાર છે, જે સયદુલ મુસ્લેમીન ના હાથે તેને પ્રથમ મુસ્લિમ બનવુંછે, તે એજ ઇસ્લામનો અલમબરદાર છે, જે નબીને દુનીઆમાં સૌથી પ્રથમ નુબુવ્વતની ખાત્રી અપાવવી છે તે એજ નબીઓ નો સરદાર છે.

બીજી તરફ મુહમ્મદ (સ) ને સંદેશો મળ્યો, આપે થોડીકવાર તે ઉપર વિચાર કર્યો, અને મંદ હાસ્ય કરી કાસિદ-ને કહેવા લાગ્યા ભાઇ, મને એમાં કંઇ વાંધો નથી, પરંતુ હા, એક વાતનો જરૂર વાંધો પડશે, કે હું એક ગરીબ માણસ છું, અને ખદીજા (ર) ધનવાન છે, એટલે આ બન્ને વસ્તુઓનો સંબંધ થશે કે કેમ, તે ઉપર વિચાર કરવો જોઇએ.

કાસિદ સ્વચ્છ અને ઉજ્વલ સંદેશો લઇ પાછો આવ્યો, અને ખદીજા (ર) ને કહી સંભળાવ્યો, આ વખતે તેની વિચિત્ર સ્થિતિ હતી.

ખબર સુનતેહી કાસિદસે હુવે હમ બે ખબર બિલકુલ.
તેરે પયગામ કો ગોયા કે પયગામે કઝા સમઝે.

જ્યારે હોશમાં આવી તો કહેવા લાગી કે જો મને ધનવાન પતિની જરૂર હોત, તો હું શા માટે મોટા મોટા ધનવાન સરદારોને ના પાડત. એવા ધનની મને શી જરૂર; એવી દવલતથી મને શો ફાયદો; આ તો શું, પરંતુ આખા જગતની દવલત જો મારે હાથ લાગે તો તેની ગરીબાઈ ઉપર લુટાવી દઉં.

મને દુનીયાની દવલતની કાંઈ દરકાર નથી, ફિટકાર છે એવા ધન ઉપર, જે પીયાની પ્રીતને ગુમાવે. ખદીજા(ર) કાસિદને કહેવા લાગી, તું હમણાં પાછો જા, અને કહે કે આપે મારી દવલત ઉપર જે આળ મુકયો છે, તે ઝરા વિચારવા જેવું છે. જ્યારે હું પોતેજ તમારી દવલત થઈ જઈશ, ત્યારે તમો પોતેજ તેનો નિર્ણય કરી લેજો. કાસિદે આવી આપને સંદેશો કહી સંભળાવ્યો. આપે મંદ હાસ્ય કરી કાસિદને જવાબ આપ્યો, મને ખદીજા (ર) થી તેમજ તેના સંદેશાથી કોઇ પ્રકારનો વાંધો નથી, મને દરેક રીતે મંઝુર છે.

## લગ્નની તૈયારી

કાસિદે ખદીજા (ર) ને ખુશીના સમાચાર સંભળાવ્યા ત્યારે તેની નેત્રોમાંથી આનંદના અશ્રુ ટપકી પડયા. ખદીજા (ર) દરેક કાર્યોને પડતા મુકી લગ્નની તૈયારીઓમાં લાગી ગઇ. નિકાહ પ્રસંગે ભારે જલસાઓ થયા, તેમજ મોટી ધુમધામ કરવામાં આવી.

ધીરજનો બદલો ખુદાએ ખદીજાને (ર) ને ઉત્તમ રીતે આપ્યો, અને તેની આશાઓ પૂર્ણ થઇ. તેણે કામકાજ માટે એક માણસ શોધ્યો તો 'અમીન' મળી ગયો, તેણે પતિની માગણી કરી તો પયગંબર મળી ગયો. વાહરે! દરયાએ રહેમત ( દયાના સાગર ) શું હતું અને શું કરી દેખાડયું; ખદીજા (ર) ઘણીજ વફાદાર બીબી હતી. તેણે તન મન અને ધન સર્વે પોતાના પ્યારા પતિ ઉપર કુરબાન કરી દીધું. તેણે આપને માલદાર બનાવી દીધા. દુશ્મનોથી જીવ બચાવ્યો. આપની નુબુવ્વતનો સૌથી પ્રથમ સ્વીકાર કર્યો. ખદીજા (ર) નિકાહ પછી પંદર વર્ષ સુધી જીવતા રહ્યા, તેટલા સમય સુધી આપને કોઈ પ્રકારની શિકાયત થઈ નહીં. તેના પ્રેમ અને વફાદારીએ આપના હૃદય ઉપર એટલી બધી અસર કરીકે આપ તેને કોઇ કાળે ભુલી શકયા નહિ. હ. ખદીજા (ર)ની વફાત પછી આપ જ્યારે તેને યાદ કરતા ત્યારે નિશ્વાસ નાંખતા. એક દીવસ આપે ખદીજા (ર) ની યાદ કરી તો આપની બીબી આયશા (ર) કે જેઓ જુવાન અને ઘણાંજ સૌંદર્યવાન હતા, કહેવા લાગ્યા. યારસુલુલ્લાહ! ખદીજા (ર) ઘરડી નોહતી? શું ખુદાએ તેના બદલામાં તેનાથી વધુ સ્વરૂપવાન સ્રી નથી આપી? આપે ફરમાવ્યું, નહિ, કદી નહિ. જ્યારે હું ગરીબ હતો, ત્યારે તેણે મારાથી લગ્ન કરી તવંગર બનાવ્યો. જ્યારે મને બધા લોકો જુઠો કહેતા હતા, ત્યારે તેણે મને સાચો જાણ્યો, જ્યારે

આખું અરબસ્તાન મારા વિરૂદ્ધ હતું, ત્યારે તેણે મારો સાથ આપ્યો. ખદીજા (૨) જેવી રીતે મોજ શોખ અને આનંદમાં સાથે રહેતી, તેવીજ રીતે દુઃખો અને મુસિબતો માં પણ બરાબર ભાગ લેતી. તે હંમેશાં *પ્રેમની દૃષ્ટીએજ જોતી.

લોગ કહેતે હંય ચાહ મુશ્કિલ હય,
સચ તો યે હય નિબાહ મુશ્કિલ હય.

પરંતુ તેણે ઉત્તમ રીતે નિભાવ કર્યો.

---

## પ્રકરણ ૨ જું.

જે માણસને પયગંબરીનો દઅવો કરવો હોય, અને જેના ઉપર વહી ( આકાશવાણી ) નાઝિલ થનાર હોય; તેના ઝિંદગીના જે બનાવો વહી ઉતર્યા પહેલાં પ્રકાશમાં આવ્યા છે, તે પોતે આ વાતની મઝબુત દલીલો આપે છે કે આ પુરૂષ સામાન્ય પંક્તીનો નથી, પરંતુ તે મહા શક્તિવાન માણસ છે. બનાવો સ્વચ્છ રીતે દેખાડે છે કે તેના ભાગ્યનો સિતારો કેટલી શ્રેષ્ટાએ જઇને ચમકવાનો છે, અને તેની બુઝુર્ગી ( શ્રેષ્ટતા )નો દીપક કઇ મેહફિલનો શણગાર બનનાર છે.

## હ. ઝયદનો છુટકારો.

ઝયદ નામે એક ગુલામ હ. ખદીજા (ર) ના ભત્રીજા પાસે રહેતો હતો, તેણે ખદીજા (ર) ને આ ગુલામ ભેટ તરીકે આપી દીધો. આપની દૃષ્ટિ જ્યારે તે ગુલામ ઉપર પડતી તો આપને મનુષ્ય લાગણીનો જોશ ઉત્તપન્ન થતો. અને અનેક પ્રકારના વિચારો મનમાં આવતા. છેવટે એક દિવસ આપે તે ગુલામને ખદીજા (ર) પાસેથી માંગી લીધો, અને તેને આઝાદ કરી દીધો. પરંતુ, ખુદાનીશાન, કે તેને તે ગુલામીમાં એવો સ્વાદ પડયો હતો કે આઝાદી મળી છતાં તેણે પોતાના શેઠનું બારણું મુક્યું નહિ. મોહબ્બત ઉપર આપ આશિક, અને વફાદારી ઉપર આપ ફિદા, આ વફાદારીએ ઝયદની કિંમત આપની દૃષ્ટિમાં વધારી દીધી, અને આપે પોતાના ખાનદાનમાં એક સ્વરૂપવાન છોકરીથી તેના લગ્ન કરી દીધા. ગુલામને આઝાદ કરી પોતાની સમાન્તામાં લાવી બેસાડવો તે મનુષ્ય તત્વનો એક એવો ઉત્તમ દ્રષ્ટાંત છે કે જે તે સમયના ઇતિહાસમાં કોઇ જગ્યાએ મળશે નહિ, તેમજ અત્યારે પણ એવો દાખલો નજરે પડશે નહિ. આ વાતને કોણ સાંખી શકે છે કે પોતાના નોકરને પોતાની બરોબરીનો બનાવી બેસાડી દે, એટલુંજ નહી, પણ પોતાનાજ ખાનદાનમાં લગ્ન કરી દે, આ બિના કોણ જોઈ શકે છે કે જે ગુલામ કાલસુધી

તેના હુકમ મુજબ કાંમ કરતો હોય, તે ગુલામ આજે તે શેઠની બરોબરીમાં બેસે. આવા નિરાધાર બંદા ઉપર તે અરબના અંધકારમાં દયા લાવવી સામાન્ય પંકતીના મનુષ્યની શક્તિ બહાર છે. વળી તે ગુલામના પોતાના ખાનદાનમાં લગ્ન કરી પોતાની સમાન્તાએ લાવવો મનુષ્ય શક્તિથી બહુજ દુર છે. આ શક્તિતો તેનેજ મળી હતી કે જે રિસાલતના ન્યાયાસન ઉપર બેસનાર હતો. આ ઈન્સાફ એજ કરી શકતો હતો કે જેને ખુદાએ ઇન્સાફ આપવા મોકલ્યો હતો, કે મનુષ્ય મનુષ્યમાં કોઈ પ્રકારનો તફાવત ન રાખે, અને ખુદાના બધા બંદાઓને એકુજ જાણે.

## સંગે અસવદ

આપનો સ્વભાવ સુલેહ પસંદ હતો. જ્યાં ચાર માણસોમાં ઝગડો શરૂ થયો, કે આપ તરત આવી પહોંચ્યા, બન્ને બાજુની વાતો સાંભળી, તરત ફયસલો આપી દીધો, અને ઝગડો શાન્ત પાડી દીધો. એક દિવસની વાત છે કે મક્કા મોઅ'ઝમામાં પ્રાર્થના કરવાની જગ્યા પડી ગઈ હતી, જેને નવેસરથી બનાવવામાં આવનાર હતી. દરેક કબીલાના લોકો એમ ચાહતા હતા કે અમો સંગે અસવદને ઉપાડી તે જગ્યા ઉપર રાખીએ, આ વાત ઉપર ઘણીજ વાટાઘાટ થઇ, પરીણામે દરેક કબીલાઓ લડાઇ ઝગડા ઉપર આવી

ગયા. છેવટે એવો નિર્ણય થયો કે કાલે પ્રાતઃકાળે જે માણુસ ખા'નએ કા'બાના બારણા આગળથી પસાર થાય તેના હાથે ઇન્સાફ કરાવવો. ખુદાની શાન ! સવારે સાથી પહેલાં જે માણુસ ત્યાંથી પસાર થયો, તે હ. મુહમ્મદ (સ) હતા. લોકોએ આપને ઇન્સાફ કરવા કહ્યું. આપે વિચાર કરી જવાબ આપ્યો કે, એક ચાદર લાવી પાથરી દો, તેના ઉપર હું પોતે સંગે અસવદ રાખી દઉં છું, અને તમો દરેક કબીલામાંથી એક એક માણુસને ચૂંટી કાઢો, જે ચારે ચાદરના ખુણાઓ પકડી જ્યાં સંગે અસવદ લઈ જવો હોય ત્યાં લઇ ચાલે, હું તેને ચાદર ઉપરથી ઉપાડી જ્યાં રાખવો હશે ત્યાં રાખી દઇશ. આ ફેંસલો બધાને પસંદ પડયો અને તેમજ કરવામાં આવ્યું.

## ખુદાઈ જ્ઞાન

બાળવયથી આપની ટેવજ એવી હતી, કે આપ વસ્તીથી દુર શાન્ત જગ્યામાં જઇને બેસતા, અને મનમાં વિચાર કર્યા કરતા. ઘણે ભાગે આપ ગારે હિરામાં જઇને બેસતા. આ જગ્યા મક્કાની પાસે સુનસાન રણુમાં આવેલી છે. આખો રમઝાન માસ આપગારે હિરામાં પસાર કરતા હતા, અને નેત્રો બંધ કરી હૃદયના બારણા ઉઘાડી બેસી રહેતા હતા. જેમ જેમ આપની ઉંમર વધતી ગઇ તેમ તેમ વિચાર શક્તિ અને મનની ચિંતા પણ વધતી ગઈ. અનેક

પ્રકારના વિચારો આપના મનમાં આવવા લાગ્યા, કે હું કોણ છું અને ક્યાંથી આવ્યો છું ? હું શા કારણે અહીંઆ આવ્યો, અને ક્યાં છે મારી સફળતાનો બિંદુ ? આ પક્ષીઓ, જાનવરો, મનુષ્યો, વૃક્ષો વિગેરે કોના છે ? આ બધી વસ્તુઓનો કોઇ માલિક હોવોજ જોઇએ ! આ બધી રામ લીલા કોણે રચાવી ? આ કાબાની મૂર્તિઓના એવા ક્યાંથી ભાગ્ય ! જીવ વગરની મૂર્તિઓ આ બધી દુનીઆનો કારોબાર કેવી રીતે સંભાળી શકે ! આ પત્થરોમાં એટલી તાકાત નથી કે જગતની વ્યવસ્થા પોતાના હાથમાં રાખી શકે. તો પછી કયા કારીગરની આ બધી કારીગરી છે ! આ પવનની લ્હેરો કોના ઇશારાથી ચાલે છે, આ વ્હેતા પાણીનો કોણ હાકિમ છે, આ બધી વસ્તુઓનો કોઇ માલિક તો હોવોજ જોઇએ. પરંતુ તે ક્યાં છે ! મને કેમ નજરે પડતો નથી ! મારા મનની તૃસ્ના કેમ બુઝાવતો નથી ! આ વિચારો રાત્રિ દિવસ આપના મનમાં રહેતા. આપે ઘણા પ્રયત્નો કર્યા પણ આ ભેદ આપથી ખુલી શક્યો નહિ.

## જગતનો અંધેર

એક તરફ આપની દૃષ્ટિ ખુદાની શોધમાં લાગી હતી, તો બીજી તરફ જ્યારે આપની દૃષ્ટિ પડતી, તો દુનીયા એક એવા રાજાની પ્રજા દેખાતી કે જેને ચૈતના દુઃખ સુખની

કંઇજ પરવા ન હતી. કોઇ લઢે, જીવે કે મરે કંઇજ નહિ, બદમાશીનો બાઝાર તેઝ, બદકારી (વ્યભીચાર) નો બાઝાર ચહતી ઉપર, લુચ્ચા અને લફંગાઓની ઇઝઝત, ભલા પુરૂષનો તિરસ્કાર, એકને બદકારીથી કામ તો બીજાને તોફાનથી, જો કોઈ નિર્ધન માણુસ ભૂખ્યો મરે તો કોઇ તંવગરને તેની જરાએ દરકાર નહી, જો કોઇ લુચ્ચો માણુસ કોઇ ગરીબને લુટી લે તો કોઈ હાકિમને તેની ચિંતા નહિં, આ વિચારો આપને જરાએ શાન્તિ લેવા દેતા નહિ. અને વારંવાર એજ સવાલ કરતા કે આ દુનીયાનો કોણુ હાકિમ છે, અને ક્યાં છે! અહીંઆ તો કામવાસના અને લોભનો રાજ્ય છે. આ કેવી રચના રચી છે! કિરતારના આ શા ભેદ છે!

આકાશવાણી (વહી)

પરંતુ હવે આ બધા સવાલોના જવાબો મળવાનો સમય આવી લાગ્યો.

હુએ મ્હવે આલમસે આસારે ઝુલ્મત,
કે તઅલે હુવા માહે બુર્જે સઆદત.
ન છિટકી મગર ચાંદની એક મુદ્દત,
કે થા અબ્રમેં માહતાબે રિસાલત,
યે ચાલીસવીં સાલ લુત્ફે ખુદાસે,
કીયા ચાંદને ખેત ગારે હિરાસે.

એક દિવસ દરરોજના નિયમ પ્રમાણે આપ ગારે હિરામાં બેઠા હતા, કે એકાએક ગયબી આવાઝ આપના કાને પડયો. કે "હે! મુહમ્મદ [સ] પઢ! આપે કહ્યું કે કેવી રીતે પઢું, હું અભણ છું, મને પઢતાં નથી આવડતું બીજી વખત આવાઝ આવ્યો કે પઢ, ખુદાના નામથી જે પાલનહાર છે, જેણે જામેલા લોહી વડે મનુષ્ય જેવી વસ્તુને ઉત્તપન્ન કરી, પઢ! પરવરદિગારના નામથી કે જે બહુજ દયાળુ છે, જેણે કલમ વડે વિધ્યા શીખવાડી. મનુષ્યને તે બધું શિખવાડયું, જે પોતે જાણુતો નોહતો." આકાશવાણી થઇ રહ્યા પછી, આપ ઘણાજ ઘભરાઇ ગયા. આપ ગારે હિરાથી નીકળી તરતજ ઘર તરફ રવાના થયા. અને બધી આપ બીતી પોતાની પ્રેમાળ પત્નિને કહી સંભળાવી.

ઉતર કર હિરાસે સુએ કોમ આયા.
ઓર એક નુસ્ખએ કીમીયા સાથ લાયા.

## હ. ખદીજા (ર)નો ઇસ્લામ સ્વીકાર.

ખદીજા (ર)ઘણા સમયથી જોઇ રહી હતી કે મારો પતિ બાદશાહ જેવો દબદબો અને ફરિશ્તા જેવા વિચારો ધરાવે છે. તેને આખા અરબસ્તાનમાં આપના જેવો પુરૂષ નજરે પડયો નહિ. જ્યારે ખદીજા એ ગારે હિરાનો બનાવ સાંભળ્યો, એટલે તરતજ સમજી ગઇ અને કહેવા લાગી, હે! મારા માથાના મુગટ! તને પયગંબરીનો તાજ

મુબારિક થાઓ. આ ખરેખર (વહી) આકાશવાણી હતી, જે તારા ઉપર નાઝિલ થઈ. આ ખુદાનો સંદેશો જીબ્રઈલ તારા માટે લાવ્યો છે. તું રસુલે ખુદા છે, તું નબી અલ્લાહ છે, અને હું તારા ઉપર ઇમાન લાઉં છું. સુબહાનલ્લાહ, તે ખદીજા (ર) કે જેણે પોતાની માલ મિલ્કત આપના ઉપર કુરબાન કરી દીધી, તે ખદીજા (ર) કે જેણે પોતાનું હૃદય આપના ઉપર ભેટ ચઢાવી દીધું, તે ખદીજા(ર) આજે પોતાના બાપદાદાનો ધર્મ પણ કુરબાન કરી દે છે. પ્રેમીથી પ્રેમ હોયતો આવા પ્રકારનો, મિત્રથી મૈત્રી હોયતો એટલે દરજજે સુધી, આવા ઉત્તમ પ્રકારના મનુષ્યથી વધીને કોણ એ લાયક થઇ શકે છે, કે જે પ્રથમ મુસ્લિમ નો ખિતાબ મેળવે; છેવટે ખુદાએ હક ધરાવનારને તેનો બદલો આપી દીધો, અને હ. ખદીજા (ર) પ્રથમ મુસ્લિમ થયા. ટુંક સમયમાં ખદીજા (ર) ના પિત્રાઇભાઇ વરકા પણ મુસલમાન થયા, તેમજ આપના પિત્રાઈભાઇ હ. અલી (ર) અને આઝાદ થએલા ગુલામ ઝયદે પણ ઇસ્લામનો સ્વીકાર કર્યો. આપ આ બધાઓને સાથે લઇ શાન્ત જગ્યાએ ચાલ્યા જતા, અને ત્યાં ખુદાના નામનું સ્મરણ કરતા. ટુંક સમયમાં બીજા ઘણા લોકોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો. પરંતુ ત્રણ વર્ષની અંદર ફક્ત તેર માણુસ એવા નીકળ્યા, જેઓની આંખ ઉઘાડી, અને જેઓની દૃષ્ટિ નૂરે હક (સત્યતાનો પ્રકાશ) ઉપર પડી.

## નુબુવ્વતનો ઢંઢોરો.

હ. મુહમ્મદે (સ) જોયું કે હવે પયગામે હક (સત્ય સંદેશ) ડંકાની ચોટ ઉપર સંભળાવવાનો સમય આવી પહોંચ્યો છે, ત્યારે આપે દરેક કુટુંબમાંથી એક એક માણસ ચૂંટી કુલ ચાળીસ માણસો એકઠા કર્યા, અને તેઓને જમવા બોલાવ્યા. તે સમયે આપે પોતાની નુબુવ્વત વિષે વાત કરી, પરંતુ તેના ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ. અને કેટલાક નકામા લોકોએ આ વાતને મશ્કરીમાં ઉડાવી દીધી. આ લોકોમાં હ. અલી. (ર) પણ બેઠા હતા, તેમનાથી રહેવાયું નહિ, અને તેઓ બોલી ઉઠયા, હે ! નબી અલ્લાહ ! જો કે આ લોકોમાં હું સૌથી નાનો છું, અને કંઇ બોલવું યોગ્ય સમજતો નથી, પરંતુ આટલું તો કહ્યા વગર રહી શકતો નથી, કે હું આપની શ્રેષ્ઠતાને સમજું છું. તેમજ આપની વાણીને પણ સતુત્ય સમજું છું. હું દરેક રીતે આપ જેમ ફરમાવશો તેમ કરવા તદ્દન તૈયાર છું. બધા જણે એક અધેડ ઉંમરના અજ્ઞાન મુહમ્મદ (સ) અને એક સોળ વર્ષના છોકરા અલી (ર)નો આ નિર્ણય જોઇ હસવા લાગ્યા, કે બન્ને મળીને આખા જગતના વિચારો વિરૂદ્ધ કાર્ય કરશે; એમ કહી લોકો હસતા હસતા વિખરાઇ ગયા. પરંતુ આ હાસ્ય કરનારાઓને એ કયાં ખબર હતી, કે તે સમય પણ આવનાર છે, કે આ હાસ્ય કરનારાઓ ઉપર આખું જગત હસસે.

## મૂર્તિ પૂજકોની ધમકીઓ.

જેમ જેમ હ૦ મુહમ્મદ (સ) તવહીદનો ડંકો વગાડી પોતાની નુબુવ્વત ને જાહેર કરતા ગયા, તેમ તેમ લોકો આપથી વધુ વિરૂદ્ધ થતા ગયા. તે લોકો ખુદાનું નામ સાંભળતાંજ ગુસ્સે થઈ જતા. એક દિવસ કેટલાક લોકો ભેગા મળી હ૦ મુહમ્મદ (સ) ના કાકા પાસે ગયા, અને તેમની સાથે ઘણુ લઢયા, અને કહેવા લાગ્યા, કે તારા ભાઈનો પાગલ છોકરો કહેતો ફરે છે કે હું ખુદાનો સંદેશો લાવ્યો છું, અને હું તેનો પયગંબર છું. કોણ છે એનો ખુદા? અને કયાંનો આ સંદેશો? એનું ભેજું ચસ્કી ગએલું માલમ પડે છે. આ અમારી મૂર્તીઓ કે જેની અમો બધા અને તેના વડીલો પૂજા કરતા આવ્યા છીએ, તેઓની વિરૂદ્ધ બોલે છે. અમો આ સાંખી શકતા નથી. અમો ફક્ત તમારા લીધેજ તેને કંઇ કહેતા નથી, અમો તમારી શર્મથી રોકાયા છીએ, નહિ તો કયારનાએ તેને પુરો કરી દેત. જો હવે પછી તે કંઈપણ બોલશે તો અમો તમારો તેમજ તેનો પણ કંઇ વિચાર નહિ કરીએ, અને તેને સીધો દોર કરી દેવામાં આવશે. જો તમે તેને રોકી શકતા હોવ તો રોકી લો, નહિતો તેનું માથું ધડથી જુદું કરી દેવામાં આવશે. જો તમે તમારૂં તેમજ તેનું ભલું ઇચ્છતા હોવ તો તેના મોઢાને બંધ કરાવી દો, તેમજ તેની જીભને કાબુમાં રખાવો.

## અબુતાલિબ અને રિસાલત.

બુઝુર્ગ અબુતાલિબે આપને ઘણા સમજાવ્યા, કે બેટા તેં તેર જણની જમાઅત ઉપર આટલી બધી હીમ્મત કરી કે આખા અરબસ્તાન સાથે વિરૂદ્ધતાઇ ઉત્તપન્ન કરી. આટલી નાની પુંજી ઉપર આટલો મોટો દઅવો ! આ બધા વ્યર્થ વિચારો છે, તેને દુર કરો, અને મગજમાં જે પયગંબરીનો ભૂત ભરાયો છે, તેને કાઢી નાંખો. તમો પણ તમારા જીવની સલામતી માંગો, અને મને પણ બે દીવસ સુખેથી કાપવા દો. હું તમારાથી વધુ દુન્યામાં રહ્યો છું, અને અરબ વાસીઓની ટેવોથી પુરેપુરો માહિતગાર છું. જો આ ચર્ચા વધી પડશે તો આપણા બંન્નેનો જીવ જોખમમાં આવી પડશે. અરબવાસીઓ આપણને જીવતા નહિ મુકે, માટે આ વાતનો ત્યાગ કરી દો. હ. મુહંમ્મદ (સ) એ જ્યારે કાકાની આ સ્થિતિ જોઇ, અને બીજી તરફ લોકોની વિરૂદ્ધતા જોઈ, તો થવું એ જોઈતું હતું કે આપના વિચારો ઠંડા પડી જાત, અને હિંમ્મત તુટી જાત, પરંતુ અરબનો હોનહાર, તાજદાર, અને ઇસ્લામનો અલમબરદાર આ વાતો સાંભળી એવો જુસ્સામાં આવ્યો કે આંખોમાંથી અશ્રુ સરી પડયા, અને પોતાના કાકાને કહેવા લાગ્યો. હે ! મારા બુર્ઝગ ! આપે મારૂં ભરણપોષણ કર્યું, દરેક પ્રકારની દેખરેખ રાખી,

અને આજ સુધી મને દરેક જાતની મદદ આપી, તે માટે મારે આપની સલાહ પ્રમાણે વર્તવુંજ જોઇએ. પરંતુ હે! બુઝુર્ગ ! હું ધર્મના બદલામાં ધનનો ગુલામ બનવા ઈચ્છતો નથી, અને ઇસ્લામનો ત્યાગ કરી જીવ બચાવવા ચાહતો નથી. જો કદાચ આકાશ ઉપરથી ચંદ્ર અને સૂર્ય મારી બંને બાજુએ આવી ઉભા થઈ જાય, ત્યારે પણ હું આ કામને મુકી શકતો નથી. આપ મને મુકી દો. આ તેર માણસો પણ મારાથી મોઢું ફેરવી લે, દુનીયાના લોકો મારાથી સંબંધ ન રાખે, પરંતુ હું મારા ખુદાનો સંબંધ કદીએ છોડનાર નથી. ચાહે મને ભૂખે મરવું પડે, દુનીયાના બધા દુઃખો ઉઠાવવા પડે, પરંતુ હું સત્યતાથી મોઢું ફેરવીશ નહિ. મને કદાચ મૃત્યુના મોઢામાં જવું પડશે, તો હું ખુશીથી જઇશ. પરંતુ હું મારા ખુદાના હુકમોથી મોંઢું નહિ ફેરવું. મને તે હાકિમનો હુકમ છે કે હું તવહીદનો પ્રચાર કરૂં, અને લોકોને મૂર્તિઓના પંજાથી છોડાવું. તેના પયગામનો જગતમાં પ્રચાર કરવો એ મારી પહેલી ફરજ છે, કેમકે હું તેનો 'પયગામબર, (સંદેશો પહોંચાડનાર) છું. જ્યાં સુધી મારા શરીરમાં જીવ છે, ત્યાં સુધી ખુદાની યાદ મારા હૃદયમાં રહેશે, અને તેનું નામ મારી જીભ ઉપર રહેશે. કોઇ મનુષ્યની શક્તિ નથી કે તે તેને દુર કરી શકે. આ બાબતમાં આપના દરેક પ્રયત્નો વ્યર્થ નિવડશે. મારો અને આપનો સખ્ત મતભેદ છે, અને આ બાબતમાં સંપ થઇ શકે

તેમ નથી. મૂર્તિઓની પૂજા આપનો ધર્મ છે. મારો ખુદા મૂર્તિઓથી ઉત્તમ છે, અને ઉત્તમ રહેશે.

બુઝુર્ગે જ્યારે આ બધી વાત સાંભળી, ત્યારે પાણી પાણી થઇ ગયા, અને એકદમ બોલી ઉઠયા. હે બેટા ! મેં તને આઠ વર્ષની ઉંમરથી પાળ્યો, હમણાં તું ચાલીસ, બેતાલીસનો છે, અત્યાર સુધી આપણો સારી રીતે નિભાવ થયો. હવે મારો થોડાક સમય બાકી છે તે પણ ગમે તેમ કરી પસાર થઇ જશે. ખરેખર ! આપણા બંન્નેના વિચારો એક બીજાથી જુદા છે. પરંતુ આપણે પોતે એક બીજાથી જુદા થઈ શકતા નથી, અને થઈશું પણ નહિ. તને જેમ સારૂં લાગે તેમ કર, અને જે તારા ખુદાએ તને કહ્યું હોય તે કહે, હું ત્હારી સાથે છું, અને સાથેજ રહીશ. જે તારો દુશ્મન થશે, તે મારો મિત્ર કયાંથી થઇ શકે છે !

## કુફ્ફારોની રૂકિત.

અરબવાસીઓ જ્યારે ધમકી આપ્યા છતાં નિષ્ફળ નિવડયા, ત્યારે તેઓએ બીજી યુક્તિ રચી, કે તેને ધન આપવાની લાલચ આપી કાબુમાં લેવો જોઇએ. છેવટે એવું નક્કી કરવામાં આવ્યું કે એક માણસ આપની પાસે જઈ કહે, કે જો તમો અમારી મૂર્તિઓ અને પરમેશ્વરની વિરૂદ્ધ કંઈપણ ન બોલો, તેમજ ખુદા પરસ્તીની ચર્ચા ન કરો તો આપ માગો એ ઓધ્ધો અર્પણ કરીએ. અથવા

જો તમોને દવલતની જરૂર હોય તો અમો તમને ધનવાન બનાવી દઈએ. પરંતુ તમો તમારી જીભને બંધ કરો, અને ખુદાનું નામ મુકી દો. કાસિદ સંદેશો લઈને આવ્યો, અને બધી બાબતો આપને કહી સંભળાવી. આપે ફરમાવ્યું કે, મારો ખુદા સાક્ષી છે કે હું પયગંબર છું, અને તેનો પયગામ લાવ્યો છું. હવે મારી ફરજ છે કે હું તમોને અલ્લાહની પ્રાર્થનાનો સીધો માર્ગ બતાવું, અને ખુદાના નામનો જપ કરાવું, અને મંદિરની મૂર્તિઓની પૂજા છોડાવું. તમારા ધનની લાલચ મને આ કાર્યથી રોકી શકે તેમ નથી, તેમજ તમારા ઓદ્ધાની મને કંઈ દરકાર નથી. હે! માર્ગ ભૂલેલાઓ! તમોએ મને આટલો બધો હિંમ્મત હીણુ સમજયો! જ્યાં સુધી મારા શરીરમાં જીવ છે, ત્યાં સુધી અલ્લાહના નામનો ડંકો બજાવીશ, અને તવહીદનો પ્રચાર કરીશ. કાસિદ આ જવાબ સાંભળી વીલા મોઢે પાછો ચાલ્યો ગયો. તેણે આવીને બધો અહેવાલ લોકોને કહી સંભળાવ્યો, કે ભાઇઓ! તે મુહંમ્મદ (સ) તમારી એક પણ વાતને માનતો નથી. દોલતને ઠોકર મારે છે, અને ઓદ્ધા ઉપર લઅનત મોકલે છે. તેને કોઇ ખુદાઇ (ઈશ્વરી) દવલત એવી હાથ લાગી છે કે તમારી દવલત અને ઇજ્જતની તેને કંઇ દરકાર નથી. હવે તમારાથી જે થાય તે કરી લો. તે ખુદાના નામને મુકનાર નથી, ચાહે તમો તેનાથી આખા જગતને છોડાવી લો.

## કાફરો ના કપટો.

આ વાત સાંભળી લોકો ઘણા ગુસ્સે થયા. એક દીવસ તેઓએ મીટીંગ બોલાવી દરેક કુટુંબના માણસોને એકઠા કર્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કે કોઇ એવી યુકિત શોધી કાઢવી જોઇએ, કે જેથી આપને પુરા કરી દેવામાં આવે. બધા લોકો પોતપોતાની યુક્તિઓ રજુ કરતા હતા, અને આ વાત ઉપર એકમત થયા હતા કે આ માણસ વિચિત્ર વાતો કરનાર છે, તેની વાચામાં જાદુ છે, બસ વાત કરે છે કે મનુષ્યને મોહી લે છે, સવાલ એવો કરે છે કે માણસ તેનો જવાબ આપવા માટે તદ્દન અશકત થઇ જાય છે. એવો જુવાન તેમજ સ્વરૂપવાન છે કે મનુષ્ય તેને જોઇને મોહિત થઇ જાય છે, પરંતુ તેના માથા ઉપર કોઇ જિન કે ભુત સવાર છે, અને આ દુ:ખથી તે લાચાર છે. કોઇ જાદુગરને બોલાવો અને તેની દવા કરાવો. તેનું મગજ જરૂર ખરાબ થઇ ગયેલું છે. અમો મૂર્તિઓની પૂજા કરીએ છીએ, અને તે મૂર્તિઓની નિંદા કરે છે. અને દરેક વખતે ખુદા ખુદા કર્યા કરે છે. આવી કઢંગી યુક્તિઓ મુકવામાં આવતી રહી, અને દરેક માણસ પોતાની શકિત માફક અજ્ઞાનતા, અને બેવકુફીનો નમુનો દેખાડતો રહ્યો. આ ટોળામાં એક સૌથી વધુ અક્કલવાન બેઠો હતો, તે ગુસ્સે થઇને બોલ્યો, કે આ માણસથી આવી રીતે છુટકારો થાય

તેમ નથી. આ જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી આપણને હયરાન કરશે, માટે તેને તરતજ મારી નાંખવો જોઈએ, કે આ દરરોજના ઝગડાઓ પૂર્ણ થઇ જાય. તમો બધા લાંબી લાંબી વાતો કરો છો, પરંતુ તમારી આવી વાતોથી તે પોતાનું કામ મુકી દે તેમ નથી. તે મોટો જાદુગર છે. તમો એને શું સમજો છો; બધાએ તેની યુક્તિને માન્ય રાખી અને વિચાર ને પાકો કરી લીધો. હ. મુહમ્મદ (સ) રાત્રે જે રસ્તાથી પસાર થનાર હોય, ત્યાં જઈ આ લુચ્ચાઓ રસ્તામાં કાંટા પાથરી દેતા, આપ જ્યાં વાઅઝ (કથા) કરવા માટે જવાના હોય ત્યાં આ લોકો પહેલાથી પહોંચી જઈ લોકોને ઉશ્કેરી દેતા, અને એટલી બધી બૂમો પાડતા કે એકઠા થએલા લોકો કંઇ સાંભળી શકતા નહિ, અને કંટાળીને પાછા ચાલ્યા જતા, અને જ્યાં હ. મુહમ્મદ (સ) ને આ લોકો રસ્તામાં મળી જતા તો આપને પત્તથર અને ઇંટો મારી લોહી લોહાણ કરી દેતા. આપનો સગો કાકો પણ આપનો કટ્ટો દુશ્મન અને લોહીનો તરસ્યો થઇ ગયો. આપની કાકીએ પણ આપને અતયંત દુઃખો આપ્યા. જ્યારે સગા સ્નેહીઓજ આપના દુશ્મન થઇ ગયા તો પારકાઓનું તો પુછવુંજ શું; પબ્લિકમાં તો એવી હવા ચાલી કે આપને જ્યાં એકલ દોકલ જોઇ લેતા તો પકડીને માર મારતા. એક દીવસ અબુબકકર (ર) જો આપને બચાવતા નહિ તો આ નિર્દય* લોકો ઝમીનમાં ઘસડી ઘસડીને મારી નાંખતા. આ-

પની ટોળીના એક અમ્માર નામના માણસને અને તેના દીકરાને આ નાલાયકોએ પકડી લીધા અને ઝમીન ઉપર ગરમ રેતી પાથરી તે બંન્નેને તેના ઉપર સુવાડી દીધા, અને મોટા મોટા પત્તથરો તેમની છાતી ઉપર રાખી દીધા. અને કહેવા લાગ્યા કે તમો મુહમ્મદ (સ) ને બીભત્સ ગાળો આપો, નહીં તો તમો અહીઆંજ પડયા પડયા મરી જશો. અમ્મારની પત્નિએ જ્યારે આ બીના જોઇ તો બૂમો પાડવા તેમજ તે લોકોને શ્રાપ આપવા લાગી. તે માટે તેને પણ પકડી લીધી, તથા તેના કપડા પણ ચીરી નાંખ્યા, તેમજ તેના ઉપર અનેક પ્રકારના ઝુલ્મો ગુઝારવામાં આવ્યા. તે નિર્દોષ સ્રી છેવટે મુહમ્મદ (સ) ના ધર્મ ઉપર ભેટ ચઢી ગઈ.

## હિજરતે હબશા.

જ્યારે દુઃખો અને મુસીબતો દિન પ્રતીદિન વધતી ગઈ, ત્યારે હ. મુહમ્મદ (સ.)એ પોતાની નાનકડી જમાઅત ને ભેગી કરી હિજરત કરી જવાની સલાહ આપી, અને કહેવા લાગ્યા, હે ! દીને ઈલાહીના સેવકો ! અને ઈસ્લામી બાગના માળીઓ ! તમારૂં અહીઆં રહેવું હવે યોગ્ય નથી. કારણ કે મકકાવાસીઓનો ઝુલ્મ હદથી વધી ગયો છે, અને દરેક મુસ્લિમની જાન જોખમમાં આવી પડી છે. તમો હવે અહીંઆ થોભીને તેઓના શિકાર ન બનો. તમો તમારા

બાલબચ્ચાઓ સહિત નજ્જાશી બાદશાહ હુબશાની સલ તનતમાં જઇ આશ્રય લો, કારણુ કે તે દયાળુ અને ન્યાયી છે. મને ઘણીજ દિલગીરી થાય છે, કે તમો મારાથી વિખુટા પડો છો. પરંતુ હે! મુસલમાનો, તમારે યાદ રાખવું જોઇએ કે જગતની આશાઓ તમારી સાથે બંધાયલી છે, તેમજ જગતની દૃષ્ટિ પણ તમારા તરફ લાગેલી છે. જો તમો ખુદાના બંદાઓનું ભલું ઇચ્છતા હોવ, તો અહીંઆથી નીકળી જવાનો પ્રયત્ન કરો, કે જેથી ઇસ્લામનો ઉછરતો છોડ, મકકાની ઝેરી હવાથી બચી જઇ, રક્ષણુ લઇ મોટો થાય. હે! મુમિનો! હિંમ્મત કરો, અને ચાલ્યા જવાની કોશીશ કરો. ખુદા સર્વ સારૂં કરશે. મુસલમાન બિચારા, ઇસ્લામના પ્યારા, નબીનો હુકુમ સાંભળી તૈયાર થઇ ગયા. આ ગરીબોએ માતૃભૂમી અને ઘરબારનો ત્યાગ કર્યો, બાપદાદાની જન્મ ભૂમીનો ત્યાગ કર્યો, પરંતુ હ. મુહમ્મદ (સ) ના હુકુમનો અનાદર કર્યો નહી. અચંબાની વાત છે, અત્રે આપની ઉમ્મત (મુસ્લિમ જનતા) માં ફક્ત પચીસથી વધુ માણુસો પણુ નહિં હોય, પરંતુ તેઓ બધાનો ત્યાગ કરવાને તૈયાર થઇ ગયા. ધન્ય છે એવા પ્રેમીઓ ઉપર તેઓ બધા થોડુંક સામાન અને બાલ બચ્ચાઓને સાથે લઇ અલ્લાહ અને તેના રસુલના આસરે ચાલી નીકળ્યા, અને કહેવા લાગ્યા કે ત્યાં જઇ અમને કંઇક આરામ મળશે, અને કુફ્ફારોના ઝુલ્મથી બચી શકાશે. આવા પ્રકારની આશાઓ

માં મુસાફરીના દુઃખો સહન કરતા કરતા હબશની સલતનતમાં આવી પહોંચ્યા.

આ બદનસીબોના ભાગ્ય મુસ્લિમોથી પણ વધુ ઝડપવાન નીકળ્યા, મક્કાવાસીઓ તેઓની પ્રથમ હબશમાં આવી પહોંચ્યા. મક્કાના મુશરિકો એ કયાં સહન કરી શકતા હતા કે, કોઇ પણ મુસ્લિમ એક પળ માટે આરામ લઇ શકે. જેવા મુસલમાનો શહેરમાં દાખલ થયા કે તેઓ પણ આવી પહોંચ્યા. આ લોકો પોતાની સાથે ઘણું નજરાણું લાવ્યા હતા, જે હબશના અમીર ઉમરાવો ને ભેટ આપવામાં આવ્યું, અને લાંચો આપી તેઓને કબજે કરી લીધા. આ બંદોબસ્ત કર્યા પછી મકકાવાસીઓએ હબશના બાદશાહની રૂબરૂ હાજર થઇ ફરીયાદ કરી, કે આ આવેલા મુસલમાનો અમારા ગુલામ છે, અને તેઓ મકકાથી નાસી આવ્યા છે, તેથી તેઓને પકડીને લઇજવા એ અમારો હક છે, માટે આપના દરબારથી અમને મદદ મળવી જોઇએ, કે જેથી અમો આ લોકોને પાછા ઘેર લઇ જઇએ. સાથે સાથે એ પણ કહેવામાં આવ્યું કે આ લોકોએ પોતાનો એક નવો ધર્મ ઉભો કીધો છે, અને કા'બાની મૂર્તિઓને ગાળો આપે છે. આ લોકોનો કોઇ ધર્મ કે ઈમાન નથી. બાદશાહ ફરીયાદ સાંભળી કહેવા લાગ્યો કે તેઓનો ધર્મ તથા ઈમાન કોઇ પણ પ્રકારનો હોય, અને તેઓ ત્યાંથી નાસીને મારા રાજ્યમાં આશ્રય લેવા માટે આવ્યા છે, તો પછી હું

તેઓને તમારે હવાલે કેવી રીતે કરી શકું, કે જ્યાં સુધી તેઓ ઉપર કોઇ પ્રકારનો ગુનોહ સાબિત ન થાય. આ લોકો ઉપર કોઇ પણ પ્રકારની સખ્તાઈ થઈ હશે, નહીં તો પોતાનું ઘરબાર અને માતૃભૂમી મુકીને કોણ પરદેશ જાય છે. એક તો તેઓ દુખી છે, અને તમો ચાહો છો કે હું તેઓના ઉપર વધુ જુલ્મ કરૂં, કે તેઓને અહીંઆંથી હાંકી મુકું, અને તમારે હવાલે કરી દઉં. હું તેમ કરી શકતો નથી, પરંતુ હું તેઓને મારી રૂબરૂ બોલાવું છું, તેઓ શું કહેવા માંગે છે, તે મારે પ્રથમ સાંભળવું જોઇએ.

રાજ્ય આશ્રય.

મુસલમાનોને જ્યારે બાદશાહની રૂબરૂ હાજર થવાનો હુકમ મળ્યો તો બિચારા ઘણાજ ઘભરાયા, અને કહેવા લાગ્યા કે, હે ! ખુદા, હવે બીજી કઇ આફત અમારા ઉપર નાઝિલ થનાર છે ! જો અમને અહીંઆંથી હાંકી કાઢવામાં આવ્યા તો અમો ક્યાં જઈશું !

હે ! ખુદા ! તારી ખુદાઇમાં અમારા માટે કંઈ જગ્યા છે કે નહીં; અમો દરબદર ભટકીએ છીએ, પરંતુ ઠેકાણું નથી પડતા. હે ! અલ્લાહ ! અમો જુરૂર ગુનેહગાર છીએ, પરંતુ આ સમયે અમારો એટલોજ ગુનોહ છે કે તારા નામ ઉપર કુરબાન થઇએ છીએ. તું ફક્ત તારા નામની લાજ રાખ, અને અમોને પનાહ આપ; આ અમારા નાના નાના બાળકો, અને નિરાધારી ઉપર દૃષ્ટિ કર.

પરંતુ આ બિચારા ગરીબ શું કરી શકે તેમ હતા, ઝટ ઉભા થઇ ગયા, અને બાદશાહના દરબારમાં હાજિર થઈ ગયા. જ્યારે બન્ને પક્ષોને દરબારમાં હાજિર કરવામાં આવ્યા, ત્યારે કુફ્ફારોએ દેશના રિવાજ પ્રમાણે બાદશાહને સિજદો ( માથું નમાવવું ) કર્યો, અને અદબવાળી ઉભા થઈ ગયા. પરંતુ મુસલમાનોએ ફક્ત સલામ કર્યો, અને એક બાજુએ સભ્યતાથી ઉભા થઈ ગયા. આ વાત દરબારીઓને ઘણીજ ખોટી લાગી, આ વાતને તેઓ મોટું રૂપ આપી કહેવા લાગ્યા કે તમો તો ઘણાજ અભિમાની માલમ પડો છો. જ્યારે તમોએ બાદશાહની રૂબરૂ આવો ભયંકર અપરાધ કર્યો છે, કે જેના આશ્રયમાં તમો રહેવા ઇચ્છો છો; તો જરૂર તમોએ મકકાવાસીઓને સખ્ત હેરાન કર્યા હશે. તમો પહેલાં આ વાતનો જવાબ આપો કે તમોએ બાદશાહને કેમ સિજદો (નમન) કર્યો નહિ. આવા પ્રકારની વાતો કરી દરબારીઓએ બાદશાહને ઉશકેરવાની યુકિત કરી, પરંતુ દરબારીઓનું કંઈ ચાલ્યું નહિ.

બાદશાહે કહ્યું. કે હે ! મુસલમાનો ! તમો શું કહેવા ઇચ્છો છો ? મુસ્લિમ ટોળાનો સરદાર ( હ. અલી. ર. નો ભાઇ ) હતો, તે જવાબ આપવા આગળ વધ્યો, અને કહેવા લાગ્યો. હે ! બાદશાહ સલામત, દરબારીઓએ સિજદા (નમન) માટે જે વિરોધ દર્શાવ્યો છે તે ઠીક નથી, અપમાન અમો શીખ્યા નથી, પરંતુ અમારો

ધર્મ ખુદા સિવાય બીજા કોઇને સિજદો કરવા માટે કહેતો નથી. ખુદાના સિવાય કોઇ પણ બંદો સિજદાને લાયક નથી, એવો અમારા રસુલ. સ. નો ફરમાન (હુકમ) છે, અને અમો તેના વિરૂદ્ધ ચાલી શકતા નથી. આ વાતચીત સાંભળી નજ્જાશી બાદશાહ કે જે પોતે ખ્રિસ્તી હતો, કહેવા લાગ્યો કે મુસલમાનો, તમારો રસુલે ખુદા કોણ છે, જેનો તમો હવાલો આપો છો, તે કયો માણસ છે કે જેણે તમને આ શિક્ષણ આપ્યુ છે, તમો મકકાથી નાસીને અહીંઆં કેમ આવ્યા છો, શું તમો મકકાવાસીઓના ગુલામ છો ! આ વાત સાંભળી જાફર પાછો આગળ આવ્યો, અને કહેવા લાગ્યો.

## જાફરનો અસરકારક જવાબ.

હે ! બાદશાહ ! અમો મુસ્લિમ છીએ, અમો નબી અલ્લાહની ઉમ્મત છીએ, જેનું નામ મુહમ્મદ સ. છે, જે રસુલે ખુદા છે, તેણે અમારા ઉપર મોટી કૃપા કરી છે. પ્રથમ અમો મુરદાર ( મરેલા જનાવરો ) ને ખાતા હતા, પત્થરની મૂર્તિઓ પૂજતા હતા, છોડીઓ પયદા થતાંજ જીવતી દાટી દેતા હતા, અને અમો દરેક વખતે જુઠ બોલતા હતા. ખુદાએતઆલાએ અમારા માટે વાદળાં રૂપી અહેમદ મોકલ્યો જેણે આવી રહેમતનો વર્ષાદ વરસાવ્યો.

રહે ઉસસે મેહરૂમ આબી ન ખાકી.
હરી હો ગઇ સારી ખેતી ખુદાકી.

હવે અમો ખુદાને એક માનીએ છીએ, મૂર્તિપૂજાને કુફ્ર સમજીએ છીએ, સ્ત્રીની ઇઝઝત કરીએ છીએ, અનાથોના માલને અડકતા નથી, ફિસાદ તોફાનથી દુર રહીએ છીએ, અને ખુદાના નામ ઉપર ગરીબોને ઝકાત (દાન) આપીએ છીએ. આ બધી બક્ષીશો રસુલુલ્લાહ સ. ના કારણે મેળવવા ભાગ્યવંત થયા છીએ. હે ! બાદશાહ ! આટલોજ અમારો ગુનોહ છે, જેના કારણે અમો મકકાથી નીકળ્યા, અને અહીંઆથી પણ હાંકી કાઢવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. હે ! બાદશાહ ! અમો દેશથી પરદેશ આવ્યા, માતૃભૂમીનો ત્યાગ કર્યો, કે જેથી અમો ઝુલ્મથી બચી શકીએ. પરંતુ અમારા દુર્ભાગ્ય, કે દુશ્મનો અહીંઆ પણ આવી પહોંચ્યા અને અમોને અહીંઆથી પણ હાંકી કાઢવા માટે તૈયાર થઇ ગયા. આ લોકો અમોને મકકામાં પણ રહેવા દેતા નથી, તેમજ અહીંઆ પણ પગ રાખવા દેતા નથી, છેવટે આ લોકો શું ચાહે છે. અમો ન આ લોકોના ગુલામ છીએ, ન કે કોઇ મનુષ્યના. અમો અલ્લાહના બંદા ( સેવક ) છીએ, અને રસુલ (સ.) ના નોકર; આ લોકો તદ્દન ઝુઠું બોલે છે, અને અમોને ઝુઠ બોલવાની સખ્ત મનાઇ છે. અમોએ માલ મિલ્કતનો ત્યાગ કર્યો, બાપદાદાની માતૃભૂમીનો ત્યાગ કર્યો, પરંતુ કમનસીબીએ અમારો ત્યાગ કર્યો નહિ. હે ! હબશના બાદશાહ ! અમોએ સાંભળ્યું છે કે તું ઘણોજ ન્યાયી છે, અને ગરીબોનો પાલક છે. ત્હારા આટલા મોટા

રાજ્યમાં અમોને પણ કોઈ નાની સરખી જગ્યા આપ કે અમો ઘણે દુરથી મોટી આશાએ આવ્યા છીએ. અમો પણ શું યાદ રાખીશું !

મુસલમાનોના દુ:ખોની કહાણી અને ઇસ્લામનું વર્ણન સાંભળી બાદશાહનું હૈયું ભરાઇ આવ્યું, અને કહેવા લાગ્યો. મુસલમાનો ! તમારા ઉપર અને તમારા રસુલ (સ.) ઉપર ખુદાની કૃપા થાવ, હું શાક્ષી આપું છું કે મુહમ્મદ (સ.) એજ રસુલ છે, જેની પ્રસંશા મેં ઇન્જીલમાં જોઈ છે, અને ઈસા ( અ. સ. ) ઈબ્ને મરીયમે જેની આગાહી ઈન્જીલમાં આપી છે. જો સલતનતનો ઝગડો મારી પાસે ન હોત, તો હું તમારી સાથે ચાલીને તે રસુલેબરહક (સાચા)ના જોડા ઉપાડત. તે એ પ્રકાશનો પ્રતિબિંબ છે, જેનો જલ્વો મુસા ઉપર થયો હતો. બાદશાહ પોતાના મનમાં અત્યારથીજ મુસલમાન થઇ ગયો, પરંતુ તેણે આ વાતને જાહેરમાં મુકવા યોગ્ય ધાર્યું નહિ. બાદશાહે મકકાવાસીઓને હુકમ આપ્યો કે હું આ લોકોને તમારે હવાલે કરીશ નહિ, આ લોકોને મારા દેશમાં જ્યાં તેઓ ચાહે ત્યાં રહેવા માટે પરવાનગી આપવામાં આવે છે. આ સાંભળી મકકાવાસીઓ વીલે મોઢે પાછા ઘેર ચાલ્યા ગયા.

## મકકાવાસીઓનો ઝુલ્મ.

હ. મુહમ્મદે (સ) આ ઝાલિમોના પંજામાં એકલા રહેવું પસંદ કર્યું, પરંતુ આપ એ સહન ન કરી શકયા, કે

પોતાની નેત્રો સામે મુસલમાનોને ગરમ રેતી ઉપર સુવાડવામા આવે, અને તેમની છાતી ઉપર મોટા મોટા પત્તથરો રાખવામાં આવે, અને તેમને હંટરથી માર મારવામાં આવે. હવે મુસલમાનો હબશ તરફ હિજરત કરી ગયા અને આપ એકલા પાછળ રહી ગયા. કુફ્ફારોએ આ સમયનો લાભ લઈ આપના ઉપર અનેક પ્રકારના ઝુલ્મો કરવા માંડયા, અને પોતાના હ્રદયની આશાઓ પૂર્ણ કરી. આપની એટલી બધી સતામણી કરવામાં આવી કે આપ ખાવાથી પણ અશકત થઈ ગયા. આપે કોઈ જગ્યાએ ખાણું રાખ્યું હોય તેને ફેંકી દેતા, ઢોળી નાંખતા કે ધળ મેળવી દેતા. ટુંકમાં દરેક જાતના ઝુલ્મો થવા લાગ્યા. દુ:ખોની સીમા ન રહી, અને ઝિંદગીથી કંટાળી ગયા. પરંતુ કોઈ અરબની શી હિંમ્મત હશે, જે તે અરબના તાજદારની હતી ! અને કોઈ સુધારકની શી ધીરજ હશે, જે તે મુસ્લિમ જનતાના સરદારની હતી. ઠેકાણે ઠેકાણે ગલી કુચીએ ડંકાની ચોટ ઉપર એકલોજ તબ્લીગે હક (સત્યનો પ્રચાર) કરતો ફરતો હતો. ન તેને કોઇ મનુષ્યની બીક હતી, કે કોઇ પ્રકારની ચિંતા; જ્યારે પ્રિતમના પ્રેમથી મસ્ત થતો, કે અલ્લાહો અકબર ની ગર્જના કરતો હતો, ત્યારે મક્કાના મુશરિકોની છાતી ફાટી જતી હતી.

## હ. મહમ્મદ સ. ને કત્લ કરવાની યોજના.

બીજી તરફ આ લોકો પણ પોતાની યોજનાઓ ઘડવા બરાબર ગુંથાએલા હતા. આ લોકોએ એક દિવસ

બધાને ભેગા કર્યા, અને કહેવા લાગ્યા, કે લઅનત છે અમારી ઝિંદગી ઉપર કે અમો એક સાધારણ માણુસને સીધો ન કરી શકયા! અને મુહમ્મદ (સ) જેવા માણુસ ને કાબુમાં ન લાવી શકયા! શું એક પણ માણુસ અમારામાં એવો નથી કે જે અમારી મૂર્તિઓને આ જાદુગરના પંજામાંથી બચાવી શકે! શું કોઇ એક નવજુવાન પણ એવો નથી રહ્યો, કે જે તેનો મુકાબિલો કરી શકે! શું કોઇ એવો શુરવીર અરબ નથી કે જે પોતાની કોમ માટે પોતાનો ખૂન વહેવડાવી શકે! જયારે આ છટાદાર ભાષણ લોકોએ સાંભળ્યું, ત્યારે તે નફફટોને જોશ આવ્યો, પરીણામ એ આવ્યું કે તે લોકોએ એક બેગુનાહનો ખૂન કરવા નક્કી કરી લીધું. અબુજહેલ નામનો એક જાહિલ આ લોકોમાં મવજુદ હતો, તે કહેવા લાગ્યો, કે જે માણુસ મુહમ્મદ (સ) નું માથું કાપી લાવશે તેને એક સો ઉંટ અને એક હઝાર ચાંદીના સિકકા ઈનઆમ આપવામાં આવશે. આ સાંભળી એક ઉમર (ર) નામનો નવજુવાન બહાદુરીના જોશમાં આવી ઉઠયો, અને કહેવા લાગ્યો. હે! મકકા વાસીઓ! હવે હું ત્યારેજ તમને મોહું દેખાડીશ કે જયારે મુહમ્મદ (સ)નું માથું કાપી લાવીશ. હવે હું નથી, કે તે નથી.

## ખૂન માટે સોગંદ ખાવા.

આ વાત સાંભળી તે અકકલહીન માણુસો ઘણા ખુશ થયા, અને એક બીજાને કહેલા લાગ્યા, કે હવે અમને મુ-

હુમ્મદ (સ)થી છુટકારો થશે. ઉમર બહાદુર જુવાન છે, તે મુહમ્મદ (સ) ના એકજ ઘામાં બે કકડા કરી નાંખશે, અને પોતાનું તેમજ પોતાની કોમનું નામ અમર કરી આવશે. જાહિલ અબુજહલ પોતાની દવલતની મગરૂરીમાં અને ઉમર પોતાની જુવાનીના નિશામાં મયદાનના મર્દ (શુરવીર) બની નિકળ્યા; કોલકરાર તો જલસામાં થઇ ચુકયા હતા, અને મુહમ્મદ (સ) ના માથાની કિંમત એક સો ઉંટ અને એક હજાર ચાંદીના સિકકાની નકકી થઇ ગઇ હતી. તેમ છતાં આ બન્ને માણસો મૂર્તિઓ સામે હાજિર થયા, અને ત્યાં બન્નેએ સોગંદ ખાધા. ઉમરે હરમથી નીકળતાની સાથેજ તરવાર મ્યાનમાંથી કાઢી. આ ખુલ્લી તરવાર લઇ તે મુહમ્મદ (સ) ના ઘર તરફ દોડયો.

## ઉમરનો પોતાની બ્હેનને કત્લ કરવાનો વિચાર.

લોગજોગે ઉમરને રસ્તામાં એક મિત્ર મળ્યો, અને તે પુછવા લાગ્યો, કે ભાઇ આ શી બાબત છે, અને તું કયાં જાય છે, સાચું બોલ કે કોના જીવનો દુશ્મન થયો છે. તેણે અબુજહલની જિહાલતની બધી હકીકત કહી સંભળાવી, અને સાથે સાથે ઇન્આમની પણ વાત કહી. તે સાંભળીને કહેવા લાગ્યો, આ બધી વાત સાચી છે, છતાં મુહમ્મદ (સ) ની વાત જુદી છે, તેને બે ચાર દિવસ પછી જોઇ લેજે. પરંતુ તું પહેલા ત્હારી બ્હેન અને બનેવીની વાત કર, જેઓનો ઇસ્લામ ત્હારા ખાનદાન માટે કલંકરૂપ

છે. તું પહેલા ત્હારા ઘરનો બંદોબસ્ત કર, જે દર પળે મુહમ્મદ (સ) નો કલમો પઢે છે, અને ખુદાનો જપ કરે છે. જો તારે આ કામ કરવું છે તો પછી પહેલાં આ બન્નેને કેમ ઠીક કરતો નથી! તારા ખાનદાન અને કબીલાની નાક રહી જશે, અને મુસલમાનોને પણ શીખામણ મળશે. જ્યારે ઉમરે આ વાત સાંભળી તો એકદમ ગુસ્સે થઇ ગયો, અને આ વાત સહન ન કરી શકયો. તે તરતજ પાછો ફર્યો અને પોતાની બ્હેનના ઘર તરફ ગયો. તેણે આવી જોરથી દરવાજો ખખડાવ્યો. બ્હેન તેનો અવાજ ઓળખી ગઇ. તેણે તરતજ ખિબાબ (ર) કે જેઓ સુરએ તાહા સંભળાવી રહ્યા હતા સંતાડી દીધા, કેમકે તે જાણતી હતી કે ઉમર મિજાજનો તીખો છે, અને તે ઈસ્લામથી વિરૂધ્ધ છે, તેથી એમ ન થાય કે તેને કુરઆન પઢતાં જોઈ ગુસ્સામાં આવી જાય. મને તો બ્હેન જાણી કદાચ જવાદે, પણ તેને તો જીવતો નહિ મુકે. ખિબાબને સંતાડી બ્હેને આવી બારણું ઉઘાડયું. તો ઉમરની આંખોમાં ખૂન ચઢેલું જોયું. બીજી તરફ જ્યારે દ્રષ્ટિ પડી તો ખુલ્લી તરવાર જોવામાં આવી, ત્યારે સમજી ગઇ કે (અજલ) મૃત્યુ આવી પહોંચ્યું પરંતુ હિમ્મત સાથે કહેવા લાગી કે ભાઇ! મારાથી એક વાત સાંભળી લો, પછી તુમારી મરજીમાં આવે તેમ કરજો. ઉમરે કહ્યું શું? બ્હેન કહેવા લાગી, ભાઇ! અહીંઆં મુકાબિલાનો સવાલ

નથી, તું મારો ભાઇ છે, અને હું તારી બ્હેન છું, જો ભાઇની તરવારને બ્હેનની ગરદનની જરૂર છે, તો લે, આ તારે હવાલે છે, એમ કહી માથું ઝુકાવી દીધું. જો તારે મારી વાત સાંભળવી છે તો જરા થોભ, અને તરવારના કહેવાતું ઉપર ન ચાલ અક્કલમંદ છે, જરા વિચાર કર. જો મારી દલીલ ત્હારા ગળે ન ઉતરે તો પછી તારે જે કરવું હોયતે કરજે. ઉમરે જ્યારે આ વાત સાંભળી તો જરા શરમાયો તથા તરવાર નીચી કરી લીધી, અને કહેવા લાગ્યો જલદી બતાવ તું શું કહેવા માંગે છે. બ્હેને કહ્યું, કે તું બ્હેનના ઘેર આવ્યો છે, દુશ્મનના પાસે તો નથી આવ્યો! જરા થોભ, અહીંઆં બેસીજા, અને ધ્યાન પૂર્વક સાંભળ. મારો જીવ જાય તો ભલે પરંતુ મને એ અફસોસ ન રહી જાય કે તારાથી મને ઇન્સાફ મળ્યો નહિ; આ સાંભળી ઉમરનો ગુસ્સો જરા ઠંડો પડયો, અને તે બેસી ગયો.

## બ્હેન ભાઇ વચ્ચે વાર્તાલાપ.

બ્હેન કહેવા લાગી, ભાઇ! મારો ફકત એટલોજ વાંક છે કે હું ખુદા અને તેના રસુલ (સ.) ઉપર કેમ ઇમાન લઇ આવી, મેં મૂર્તિઓથી કેમ મોઢું ફેરવ્યું, જો આટલોજ ગુનોહ છે તો તે સાચી વાત છે. મેં જરૂર એવું કર્યું છે, અને કુફ્રથી તવબા કરી છે. હવે ભાઇ, જો તું અદેખાઇને દૂર કરી હ્રુદયના કર્ણોથી સાંભળે તો હું તને એક નાની

સરખી વાત કહેવા ઇચ્છું છું, તે આ છે કે જે આકાશ વાણીએ મારા ઉપર આટલો બધો અસર કર્યો છે, કે હું મોતની દરકાર કરતી નથી તે જો તને સંભળાવવામાં આવે તો તારા હૃદય ઉપર પણ એવોજ અસર કરશે; તો પછી તું તારા માટે કઇ સઝા મંજુર કરશે ! શું ત્યાર પછી પણ તું મારા ખૂનનો પાપ તારા માથે લઇશ ? ખરેખર ! હું ખુદાના નામ ઉપર મારો જીવ આપવા માટે તૈયાર છું. મને જરા પણ મોતની બીક નથી. પરંતુ તું પણ જરા વિચાર કરી લે કે ખુદાના દરબારમાં આ મહાન પાપનો શો જવાબ આપીશ ? જે આજે તું લોકોના ભડકાવવાથી કરે છે. તારે પણ મરવું છે, અને ખુદાની રૂબરૂ હીસાબ કિતાબ આપવો છે. તું આટલો બધો બેપરવા ન થા, અને ઝુલ્મ ન કર; તને એ પણ માલમ છે કે હું પણ કોઇની ચાકર છું, અને મારો પણ કોઇ માલિક છે ! હે ! મારા પ્રાણથી પ્યારા ભાઇ ! જો તું કયામત ના દિવસે છુટકારો ચાહતો હોય તો તું ખુદાના કલામ (વાણી) ને સાંભળ, તું ઘણોજ બહાદુર છે, શુરવીર છે, પરંતુ હું ત્યારેજ માનું કે તું તેના ધ્યાન પુર્વક સાંભળ્યા પછી મારો મુકાબલો કરે. જો તને સાંભળવામાં કંઇ બાધ હોય તો તું મારી ખાતર પ્રીય બ્હેન ની ખાતર, જેનો જીવ લેવા તું ખુલ્લી તરવાર લઇને આવ્યો છે, સાંભળ. જેથી તેને પણ કંઇ પુઃન થાય, કે તેણે એવા માણસને કલામુલ્લાહ (ઈશ્વરવાણી) સંભળાવ્યો, કે જે માણસ

કલામુલ્લાહ ઉપર ઇમાન લાવનાર ને કત્લ કરવા આવ્યો હતો. મ્હારા ઉમર ! બસ આટલીજ મ્હારી દલીલ છે, તું કલામુલ્લાહ સાંભળ, અને ખુદાથી ડર.

## હ. ઉમરનું કલામુલ્લાહ સાંભળવું.

હ. ઉમરે જ્યારે આ વાતચીત સાંભળી, તો દંગ થઇ ગયો. કે આ શી વાત છે. મોત તેના સામે ઉભું છે, પરંતુ તેને જરાએ દરકાર નથી. હું તેનું માથું કાપવા આવ્યો હતો, અને તે મને બોધ કરે છે. કદી અલ્લાહનું નામ લે લે છે, તો કદી કલામુલ્લાહનું, તે છેવટે શી વસ્તુ છે, જેણે તેને આટલી બધી હિમ્મતવાન અને ધીરજવાન બનાવી દીધી છે, તેને હું પણ જોઉં તો ખરો ! તે બ્હેનને કહેવા લાગ્યો, સારૂં સંભળાવ. તેણીએ ખિબાબને અંદરથી કાઢયો, અને તેણે સુરએ તા, હા, પઢવાનું શરૂ કર્યું..........કે "કુરઆન તેના પાસેથી આવ્યો છે, કે જેણે આ ઝમીન અને આકાશ ઉત્પન્ન કર્યા, તે રહેમત વાળી ઝાત કે જેનો અર્શેબરીં ઉપર રાજ્ય છે. એજ પાલનહાર અને માલિક છે, દરેક વસ્તુઓનો જે આકાશ ઉપર છે, જે ઝમીન ઉપર છે, અને જે બન્નેની વચ્ચે છે, અને જે પાતાળમાં છે. હે ! મનુષ્ય, તું મોઢાથી બોલ કે ન બોલ, તે દરેક ભેદો અને ભેદોથી પણ વધુ છુપી વસ્તુઓનો જાણકાર છે, તે આખા જગતનો ખુદા છે. તેના સિવાય કોઇ ખુદા નથી. જગતમાં

દરેક ખુબી અને નેકી તેના નામ થી છે. તે સમય આવવાનો છે, જેનાથી મેં બધા લોકોને અજાણ રાખ્યા છે, તે ન્યાયનો સમય છે જ્યારે દરેક આત્માઓ જેવું કરશે, તેવુંજ ભરશે, જુઓ તે માણસ કે જે તેના ઉપર વિશ્વાસ નથી રાખતો, અને જે પોતાની મનોઇચ્છાનો ગુલામ બની રહ્યો છે, કંઈ તને રાહે હક (સત્ય માર્ગ) થી રોકી ન દે, અને ત્હારી બરબાદીનું કારણ ન બની જાય." ઉમર આ સાંભળી રહ્યો હતો કે તેનો ગુસ્સો તદ્દન ઠંડો પડી ગયો, અને તેણે તરવાર મ્યાનમાં નાખી દીધી અને એકદમ પોકારી ઉઠયો, બ્હેન ! આ શી વાત છે; આમાં જરૂર કાંઈ ભેદ છે. આ મૂર્તિઓથી આપણી મૂર્તિ સરખી બનતી નથી, પછી આ પૃથ્વી, આ આકાશ અને આ મનુષ્યો કોણે બનાવ્યા ? આ મનુષ્યવાણી નથી, આ કોઈ બીજી વસ્તુ છે. મારી બ્હેન, તું મારી ભૂલ માફ કર, મને હવે કાંઇ થાય છે. હું શું જાણું આ શું છે. હું શું કરવા આવ્યો હતો; તવબા, તવબા, બ્હેન ! ઉઠ, ચાલ મને તેની પાસે લઇ ચાલ, જેણે આ કલામ તને શીખવાડયો છે, અને આ પ્રકાશ તને દેખાડયો છે;

## ૯. ઉમરનો ઇસ્લામ સ્વીકાર.

અત્રે બંને હ. મુહમ્મદ (સ.) ના ઘર તરફ રવાના થયા. ત્યાં પહોંચી દરવાજો ખખડાવ્યો, આ સમયે બીજા ઘણા માણસો ત્યાં બેઠેલા હતા, અને એ બીના જાણતા હતા કે

ઉમર આજે હ. મુહમ્મદ (સ.) નું માથું કાપવા માટે તરવાર લઇને નીકળ્યો છે, અને એજ વિચારમાં હતા કે હમણા આવશે. જ્યારે તેઓએ દરવાઝાનો ખખડાટ સાંભળ્યો, ત્યારે ઘભરાઇ ગયા, અને ચુપચુપ બેસી રહ્યા. હ. મુહમ્મદ (સ.) પોતે ઉઠયા, અને બારણું ઉઘાડયું. ઉમર ને જોઇ કહેવા લાગ્યા કે " ઉમર, છેવટે કયાં સુધી તમો મારા પ્રાણ લેવાની કોશીશમાં રહેશો ! " બીજી તરફ ઉમરની સ્થિતિ જુઓ તો જાણે પુતળું ઉભું છે, બન્ને હસ્ત બાંધી માથું નમાવી ઝમીન તરફ દ્રષ્ટિ કરી ઉભો છે. બોલવા ચાહે છે પણ બોલવાની શકિત નથી. ઉમર હ. મુહમદ (સ) ના ચરણો ઉપર પડી ગયો, આપે તેને ઉપાડી છાતી સાથે ચાંપ્યો, અને કપાળ ઉપર ચુંબન કર્યું. ઉમરે જ્યારે આપને હૃદય ની દ્રષ્ટિએ જોયા તો તેના ઉપર સૌંદર્ય અને રિસાલતની એવી છાપ પડી કે ઘણી વાર સુધી તે કંઇ બોલી શકયો નહિ. જે જે શરારતો તેણે કરી હતી તે એક પછી એક તેની દ્રષ્ટિ આગળ આવવા લાગી, તે ઘણોજ પસ્તાવો કરવા લાગ્યો જ્યારે તેને શાન્તિ વળી અને તેની તબીઅત ઠેકાણે આવી, ત્યારે ઉમર (ર) આપને કહેવા લાગ્યો કે યા ! મુહમ્મદ! તેં મને શું કરી દીધું ! ત્હારી વાણી માં કેવો જાદુ છે ! ત્હારી જીભમાં શી તાસીર છે ! હું આજે તે આંખ મેળવવા ભાગ્યવંત થયો જેના વડે હું ત્હારા સૌંદયને જોઈ શકું. હે ! સાંદર્યના બાદશાહ ! તેં મ્હારૂં

હૃદય હરી લીધું, મારામાં તે શકિત કયાં કે હું કંઇ બોલી શકું મારા ઉપર કૃપાદ્રષ્ટ કર.

આપે હ. ઉમર (ર) ને ત્યાંજ મુસલમાન કર્યા. ઉમર (ર.) ની બયતથી મુસલમાનોની લાગવગ વધવા લાગી.

## હ૦ હમઝાનો ઇસ્લામ સ્વીકાર.

હ. હમઝા હ. મુહમ્મદ (સ.) ના સગપણમાં કાકા થતા હતા, અને આપથી ઘણોજ પ્રેમ રાખતા હતા. એક દિવસ હ. હમઝા શિકાર રમીને પાછા આવ્યા, ત્યારે તેમની ચાકરડીએ કહ્યું કે આજે અબુજહલે મુહમ્મદ (સ.) ને એવી બિભસ્ત ગાળો આપી છે કે હું તો જરાએ સહન ન કરી શકું, પરંતુ તે બિચારો એકે શબ્દ બોલ્યો નથી, તેમજ જીભ સુદ્ધાં હલાવી નથી. ધન્ય છે તેની ધીરજ ઉપર; કે તેણે ઉફ પણ નથી કર્યું, હું તો મરીને માટીમાં મળી ગઈ, કે આપણા મુહમ્મદ (સ.) ને આટલે દરજ્જે સુધી હયરાન કરવામાં આવે, અને અમો પાસે ઉભા રહી જોયા કરીએ; તે બિચારાની શી ભૂલ છે, અને તેણે અબુજહેલ નું શું બગાડયું છે. આ બનાવ સાંભળી હ. હમઝા ને ઘણોજ અફસોસ થયો, અને તે એટલા બધા ગુસ્સે થયા કે સીધા આબુજહેલ ના ઘર તરફ રવાના થયા, અને ત્યાં પહોંચી એક તીર અબુજહેલ ને એવો માર્યો કે તેને જખ્મી કરી

દીધો, અને તેને કહેવા લાગ્યા કે તું આટલો બધો ગર્વિષ્ટ થઈ ગયો છે! તને ખબર નથી કે મુહમ્મદ (સ) મારો ભત્રિજો છે, અને તું જાણતો નથી કે હું મુહમ્મદ (સ.) ઉપર ઈમાન લઇ આવ્યો છું; હ. હમઝા ત્યાંથી પાછા ફરી રસુલુલ્લાહ (સ.) ની પાસે આવ્યા, અને બધી હકીકત કહી સંભળાવી, અને પોતે ઇસ્લામ નો સ્વીકાર કર્યો છે, તેપણ કહી સંભળાવ્યું. આ સાંભળી હ. મુહમ્મદ. (સ.) ઘણો આનંદ પામ્યા કે હમઝા જેવો બળવાન અને ઘણી લાગવગ વાળો માણસ મુસ્લિમ જનતામાં શામિલ થયો છે. હ. ઉમર (ર.) અને હ. હમઝા (ર) ના ઇસ્લામ સ્વીકારથી ઇસ્લામી જમાઅત (મુસ્લિમ જનતા) ને ઘણીજ હીંમત આવી ગઈ. કેમકે આ બન્ને બહાદુર, દબદબા વાળા અને લાગ-વગ ધરાવનારા હતા. હ. ઉમર (ર.) ઘણાજ બહાદુર હતા. એક દિવસ હ. ઉમર (ર) એ આપને કહ્યું કે અત્યાર સુધી હંમેશા મુસલમાનો સંતાઈ સંતાઇને રહ્યા છે, અને ડરી ડરી ને પોતાનો સમય પસાર કર્યો છે, પરંતુ હવે તેમ નહિ થાય. અમોને ખાનએ કાબામાં નમાઝ પઢવી જોઇએ. કુફ્ફારો પોતાનો જુઠો ધર્મ ન સંતાડે અને મુસલમાનો પોતાનો સાચો ધર્મ સંતાડે, તે અયોગ્ય છે. હ. મુહમ્મદ (સ.) એ કહ્યું કે બહુ સારૂં, ઉમર! ત્યાંજ પઢીશું. છેવટે નમાઝ ખાન એ કાબામાં પઢવામાં આવી. પરંતુ હવે વધુ ઝગડો થવા લાગ્યો, અને વિરૂદ્ધતાઈનો અગ્નિ વધુ ભડકી ઉઠયો.

## બની હાશમનો બાયકૉટ.

બની હાશમના કબીલા ના માણુસો આપની ઇઝઝત કરતા હતા, જો કે તેઓમાંના થોડાકજ માણુસોએ ઇસ્લામ નો સ્વીકાર કર્યો હતો, પરંતુ બીજા કબીલા (કુટુંબ)ના લોકો પોતાના કબીલા ના એક માણુસને ગાળો આપે તે તેઓ સહન કરી શકતા ન હતા. અંતે ઝગડો વધી પડયો અને તેણે ખાનદાની ઝગડાનું રૂપ ધારણ કર્યું. એક તરફ બની હાશમ એકલા હતા, તો બીજી તરફ અરબના બધા કુરયશીઓ હતા. કુરયશીઓએ બની હાશમ ને હાંકી મુકયા અને શઅબ નામની જગ્યામાં નઝર કેદ કરી દીધા. કુરયશીઓએ સોગંદ ખાધા અને એક કરારનામું લખવામાં આવ્યું કે જ્યાં સુધી બનીહાશમ મુહમ્મદ (સ.) ને કત્લ કરવા માટે અમારે હવાલે નહિ કરે, ત્યાં સુધી અમો તેઓ સાથે કોઇ પ્રકારનો સંબંધ રાખીશું નહિ. તેઓ સાથે ખાવા પીવાનો વહેવાર, લગ્ન સંબંધ, વહેપાર, કે કોઇપણ વસ્તુની ખરીદી કરવી નહિ. જે કોઇ આ કરારનામા વિરૂદ્ધ વર્તન કરશે, તેને બિરાદરીમાંથી છુટો કરવામાં આવશે. આ કરાર નામા ઉપર શહેરના મોટા માણુસોની સહીઓ કરાવવામાં આવી. આ કરારનામું કાબાની અંદર ચોંટાડવામાં આવ્યું, અને તેની નકલ અબુજહેલની માસીને સોંપવામાં આવી. આ શરારત મુદ્દતો સુધી ચાલુ રહી, અને તેથી મુસલમાનો ને ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડી, બલકે તેઓના સગા

સ્નેહીઓ ને પણ સહન કરવી પડી, ઝમઝમાંથી પાણી લાવવું પણ મુશ્કેલ થઈ ગયું. ટુંકમાં બનીહાશમ ની વસ્તીમાં કુરયશીઓ એ દુકાળ પાડી દીધો.

કેટલાક દયાળુ કુરયશીઓ બની હાશમના નાના નાના બાળકોને ભૂખ્યા અને તરસ્યા તળવળતા જોતા તો તેઓનું હૈયું ભરાઇ આવતું. છેવટે કુરયશના કેટલાક માણુસોનું ભાન ઠેકાણે આવ્યું. ત્રણ વર્ષ પછી એક બહાદુર હશામ નામનો માણુસ મયદાનમાં આવ્યો, અને તેણે કુરયશ તેમજ અબુજહેલને ઘણોજ ધમકાવ્યો, અને કહેવા લાગ્યો કે શું તમારી આ માણુસાઇ છે, કે આ નાના બાળકો તમારી નેત્રો સામે ભૂખે મરે, અને તમે અયશઆરામ કરો; છેવટે આ લોકોનો શો ગુનોહ છે, અને કયારે તેઓને મુઆફી મળશે. આ વાત સાંભળી બીજા કેટલાક માણુસોએ પણ આ વાતને ટેકો આપ્યો. હવે આ વાતની ચર્ચા ચારે તરફ થવા લાગી. એક દિવસે બુઝુર્ગ અબુતાલિબે આવીને કહ્યું કે ભાઇઓ! તમો તે કરારનામાનો કાગળ મંગાવો, કે જેમાં મુહમ્મદ (સ) અને તેના ખુદા વિષે તેમજ બીજી બાબતો લખેલી છે. મુહમ્મદે (સ) મને એવું કહ્યું છે કે કરારનામાને કીડ લાગી ગઇ છે, જેમાં ખુદાના નામ સિવાય બીજું કંઇ વંચાતુ નથી. તે કાગળને મંગાવો, અને જો આ વાત સાચી હોય તો અમોને આ મુસિબતમાંથી કાઢો, અને ઝુઠી હોય તો મુહમ્મદ (સ) ને

કત્લ કરો...કરારનામું મંગાવી જોવામાં આવ્યું તો રસુલ (સ) ની વાત સાચી પડી. અત્રે બહાદુર હશ્શામ અને તેના સાથીઓ બોલી ઉઠયા કે આ કાગળ તદ્દન નકામો છે, અને તેની શરતો પણ ઝુઠી છે, અમો તેને માનતા નથી. એમ કહી કાગળના કકડે કકડા કરી નાખ્યા, અને અબુજહેલ બધાના મોઢાં જોતો રહી ગયો. છેવટે ત્રણ વરસ પછી બે ગુનાહ મુસલમાનો અને તેમના બાળકો મુસીબતના પંજામાંથી છુટા થયા.

## હ. ખદીજા. ર. ની વફાત.

આ સમયમાં હ. ખદીજા (ર.) એ દુનીઆથી કુચ કરવાની તૈયારી કરી. અને આપને તે પરમ પ્રેમાળ મિત્રથી આખી ઝિંદગી માટે જુદાઈ થઇ ગઈ. અમીરૂલ–મુમીનને ઉમ્મુલ મુમીનીન (ઉમ્મતની માતા) ના મૃત્યુથી ભારે ખેદ થયો, પરંતુ પ્રથમ મુસ્લિમ હ. ખદીજા (ર.) ના મૃત્યુથી સૈયદુલ મુસ્લેમીનના હૃદયને આઘાત પહોંચ્યો. તેનું વર્ણન કરવું કલમની શકિત બહાર છે. આ વફાતથી આપના માથા ઉપર ગમનો પહાડ તુટી પડયો અને તેમ થવું જ જોઈએ, કારણ કે ખદીજા ર. દરેક પ્રકારની ખૂબીઓથી ભરપુર હતી, તે એ ખદીજા (ર) હતી કે જેણે પોતાની દવલત, ધન અને ઇજ્જત તે ખુબસુરત પીયાના ઉપર ભેટ ચઢાવી દીધી હતી. પોતાના પ્રિતમ પતિના

આરામ ને સુખ અને તેના દર્દને પોતાનું દુઃખ બનાવી લીધું હતું. પોતાના પ્રાણથી પ્યારા પીયાની પૂજા કર્યા કરતી હતી. એવી ખદીજા (ર) નું દુનીયાથી અદ્રશ્ય થવું હ. મુહમ્મદ (સ) ના આનંદના અદ્રશ્ય થવા બરાબર છે. આપ ખદીજા (ર) ને ઇઝઝતની દ્રષ્ટિએ જોતા હતા, અને આપ ફરમાવતા હતા કે દુનીઆમાં ચાર સ્ત્રીઓ ઉત્તમ દરજ્જો મેળવી ચુકી છે. હ. ઇસા. (અ.) ની માતા મરીયમ, ફિરઓનની પત્ની આસીયા હ. મુહમ્મદ (સ.) ની પત્નિ ખદીજા (ર.) અને આપની દીકરી ફાતિમા (ર).

## અબુ તાલિબની વફાત.

ખુદાની કુદરત, મુસીબત ઉપર મુસીબત આવી પડી. આ વરસમાંજ બુઝુર્ગ અબુતાલિબ પણ મરણ પામ્યા. યતીમનો વાલી અને સરપરસ્ત ચાલતો થયો. આપના હમદર્દ કાકાના મરણથી આપના હ્રદયને ઘણો આઘાત પહોંચ્યો. દરેક પળે આપ વિચાર કરતા કે મ્હારી પ્રેમાળ ખદીજા (ર) અને. જાંનિસાર કાકાએ મારે માટે શું શું કર્યું, પોતાના અયશઆરામનો મારા પાછળ ત્યાગ કર્યો, પરંતુ ઝિંદગી સુધી વફાદારીથી મોઢું ફેરવ્યું નહિ. આજે તેઓનું સ્થાન ખાલી છે. અફસોસ, સદ અફસોસ, હવે મારા દુઃખોમાં કોણ ભાગીદાર થશે! અને કોણ મને

દિલાસો આપશે ? જમાનો મારી સાથે લડવા ચાહે છે, લોકો મને કત્લ કરવા માટે નવી નવી યુકિતઓ રચે છે. હવે મારા દુઃખી હૃદયને કોણ આશ્વાસન આપશે, અને કોણ મારા આત્માને ઠારશે. હે ! ખુદા મદદ કર.

## તાઇફ તરફ રવાનગી.

આપે થોડોક સમય ગમે તેમ કરી પસાર કર્યો, પરંતુ મક્કાવાસીઓ એ આપને જ્યારે એકલા જોયા, તો તેનો લાભ લઇ અનેક પ્રકારે આપને સંતાપવા લાગ્યા. આપે ઘણીજ હિંમ્મતથી બધી મુશ્કેલીઓ સહન કરી, પરંતુ વિરૂદ્ધતાઇ વધતી ગઈ. છેવટે આપે વિચાર કર્યો કે આ જગ્યાનો ત્યાગ કરી કોઇ બીજા ઠેકાણે જઈને વસવું જોઇએ.

હાય સબ્રીરાને ચમન હમસે ચમન છુટે હય,
હાય અય શામે ગરીબાં કે વતન છુટે હય.

આપે તાઇફ શહેર તરફ જવાનો વિચાર કર્યો કે ત્યાં જઇ તવહીદનો પ્રચાર કરીશ. આવા વાતાવરણમાં મક્કામાં વહેદાનીયત નું બીજ વાવવું વ્યર્થ છે. બીજું અહીઆં થોભવું પણ મુનાસિબ નથી. તાઇફમાં જઈશ અને ત્યાંના લોકોને કલામે ઈલાહી (ઇશ્વરવાણી) સંભળાવીશ. મક્કાની બહાર જે દિવસો પસાર થશે તેમાં કંઈતો આરામ મળશે; મક્કમવાસીઓએ તાઇફવાસીઓને પહે-

લાથી ખબર પહોંચાડી દીધી, કે અમુક માણસ તમારી તરફ આવે છે, તેનાથી ચેતતા રહેજો. જો તમોને તમારી અને તમારા મઅબુદો (મૂર્તિઓ) ની ઇજ્જત વ્હાલી હોય તો, આવનાર માણસ પાસે જશો નહિ. જો તમો અમારાથી મિત્રતાનો સંબંધ રાખવા ઇચ્છતા હોવ તો મુહમ્મદ (સ) ને શહેરમાં દાખિલ થવા દેશો નહિ. આ માણસ મીઠી વાતો કરનાર અને મોટો જાદુગર છે. જે કોઇ તેની વાતો સાંભળશે તે તેનોજ થઇ જશે. આ વાતને ધ્યાનમાં રાખી તેને પાસે આવવા દેશો નહિ. આ સમાચાર પહોંચતાની સાથેજ ત્યાં તો લડાઇની તૈયારીઓ થઇ ગઇ, દરેક જણે એવુંજ સમજી લીધું, કે આતો કોઇ બલા આવી રહી છે. બધા એકઠા થઇ લડાઈ માટે તૈયાર થઇ ગયા. એક તરફ ફક્ત રસુલે ખુદા (સ) અને બીજી તરફ તાઇફના બધા લોકો હતા. ત્યાં એકલો માણસ શું કરી શકે છે.

લોકો ઉંચા ટેકરાઓ ઉપર ચઢી ગયા હતા, અને ઇંટો, પત્થર તેમજ તીર લઇ મોરચો બાંધી બેઠા હતા. હ. મુહમ્મદ (સ) ત્યાં પહોંચ્યા કે તેમના ઉપર ઇંટો અને પથરાનો વરસાદ વરસવા લાગ્યો, આપ કંટાળી શહેરની બહાર નીકળી આવ્યા, અને એક વૃક્ષ નીચે આવી આશરો લીધો. આપના શરીરમાં પડેલા ઝખમોમાંથી લોહી વહી જતું હતું, અને નેત્રોમાંથી અશ્રુ ટપકી રહ્યા હતા. અને

આપે દુઆ માટે હસ્ત ઉઠાવ્યા, અને દરબારે ઇલાહીમાં વિનંતી કરી.

આહ દઇ કયસે ભઇ અન જાહત કે સંગ
દીપક કે મન કુછ નહી જલ જલ મરે પતંગ.

## દરબારે ઇલાહીમાં વિનંતિ

હે! મારા ખુદા, મ્હારી મદદ કર. મ્હારા કારસાઝ! મ્હારૂં બગડેલું કામ બનાવી દે. મને ઝિલ્લતથી બચાવ કે હું ઘણોજ ઝલીલ થઇ ચુકયો છું. તું મારા ઉપર કૃપા કર, કે હું તારો નાચીઝ બંદો છું. હે! પવિત્ર હસ્તી! તું મ્હારા ગુનાહોને મુઆફ કર. હે! દયાળુ! તું મ્હારા ઉપર દયા કર, કે હું દયાને લાયક છું. હે! સરજનહાર! હું મારા ઘડપણની કમઝોરી, મુસીબત અને દુઃખોની સ્થિતી ત્હારા વગર કોને સંભળાવું! મારામાં ધીરજની શક્તિ ઘણીજ ઓછી રહી ગઇ છે, મને મારા દુઃખોને ઉકેલવાની કોઇ યુક્તિ નઝરે પડતી નથી, હું બધા લોકોમાં ઝલીલ અને રૂસ્વા થઇ ગયો છું. હે! ખુદાવંદ! ત્હારૂં નામ રહેમાનો-રહીમ (કૃપાળુ) છે, મુસીબતોમાં સપડાયલાઓને ઉગારવા તે ત્હારૂં કામ છે, દરેક દુઃખીઆઓનો મદદગાર છે, હું ત્હારી કૃપા અને અમીદૃષ્ટિનો ઉમ્મેદવાર છું. હું ઘણોજ કુસુરવાન છું, પરંતુ હે! દયાળુ! ત્હારી દયા મારા ગુનાહોથી અત્યંત ઉદાર છે, ત્હારી રહેમત દીન અને

દુનીયાના અંધકારને દુર કરનાર છે. આ શકિત ત્હારા સિવાય બીજા કોઇની પાસે નથી.

## પાછા મક્કા તરફ.

મનમાં એ વિચાર ઉત્પન્ન થયો કે દેશથી વિદેશ આવ્યો, ઝખ્મી અને દુ:ખી થયો, ગલીઓ અને બાઝારમાં બેઇઝઝતી થઇ, હવે સારી વાત તો એ છે કે પાછો મક્કે જાઉં, કે જે મારા બાપદાદાનું વતન છે. હરમનાં દર્શન કરીશ, અને તેના તવાફ કરીશ. જ્યારે તાઇફના લોકોના ભાગ્યમાં ઇશ્વરવાણી સાંભળવાનું નથી લખ્યું, તો પછી સરળ માર્ગ એ છે કે ઘર તરફ રવાના થાઉં. હું બયતુલ્લાહ મુકીને બીજે કેમ જાઉં, તે મ્હારા ખુદાનું ઘર છે, તે મ્હારા મોહનની નગરી છે. હ. મુહમ્મદ (સ) ને સંપૂર્ણ ખાત્રી હતી કે પાછા મક્કે જવું સહેલ નથી, મોટી બેઇઝઝતીનો મુકાબિલો કરવો પડશે, દુશ્મનોની દ્રષ્ટિમાં હલકો પડીશ, અને સગા સ્નેહીઓ મોહું ફેરવશે તે જુદું. પરંતુ આપે સંપૂર્ણ વિચાર કર્યો કે ગમે તેમ થાય પણ મક્કે તો જઇશ. પ્રેમનગર તરફ ચાલવું છે, પછી કોઇ પણ મુસીબત આવી પડે, દિલબરના રહેઠાણ તરફ જવું છે, પછી ભલે ગમે તેવી મુશ્કેલીઓનો મુકાબિલો કરવો પડે;

તું અપને શેવએ જોરા જફા સે મત ગુઝરે,
તેરી બલા સે મેરા દમ રહે રહે ન રહે,

મક્કાવાસીઓએ એ નિર્ણય કરી લીધો, કે ગમે તેમ થાય પરંતુ હવે આ માણસને પાછો મક્કા શહેરમાં પેસવા દેવો નહિ. તેઓને શી ખબર હતી કે આ શહેરમાં તે ચંદ્રમાને તાજદારે શહેર થઇને દાખલ થવું છે; ન એ માલમ હતું કે એનાજ નામથી આ શહેરને સર્વોત્તમ શહેર બનવું છે. જ્યારે આપ મક્કા પાસે આવી પહોંચ્યા ત્યારે આપને મક્કાવાસીઓના મનસુબાની ખબર પડી. આપે નક્કી કર્યું કે શહેરમાં દાખલ થતાં પહેલા આ લોકો સાથે એક શર્ત કરવી જોઇએ, કે જેથી આ લોકો શાન્ત પડી જાય. આપે એક શહેરમાં જનાર માણસ સાથે કહેવરાવ્યું, કે હું આ શહેરનો વતની છું, અને મારા બાપદાદાની આ જન્મભૂમિ છે, તે બધા લોકો જાણે છે, મને આશા છે કે તમારામાંથી કોઇ પણ માણસ મને આશ્રયમાં લઇ લેશે, અને મારો ઝામિન થઇ જશે. હું ખાત્રી આપું છું કે હું કોઇને કંઇ નહીં કહું, ન તમારા ધર્મમાં માથું મારીશ. ખરેખર હું મારા ધર્મનો પ્રચાર જરૂર કરીશ, પરંતુ કોઇને અડચણ નહિ થાય. મુસીબતમાં કોઇ કોઇનો સાથ આપતો નથી. દુશ્મનો તો કોરાણે પરંતુ સગાસ્નેહીઓ પણ સામે આવ્યા નહિ, જાણુકારોએ પણ મોઢું ફેરવી લીધું, અને કોઇ માણસ ઝામિન થયા નહિ.

## ?તઇમના આશ્રયમાં

ભલા મનુષ્યની ખોટ જગતની દરેક જગ્યાએ હોય

છે, પણ અરબસ્તાનમાં તેનો દુકાળ હતો, તેમ છતાં ખુદા મહા શકિતવાન છે, એક માણસ જેનું નામ મુતઈમ હતુ મયદાનમાં આવ્યો, અને સાંઢણી ઉપર સવાર થઇ મક્કાની ગલીએ ગલીએ પોકારવા લાગ્યો કે જુઓ સાંભળો, મુહમ્મદ (સ) બીન અબ્દુલ્લા આજથી મારા આશ્રયમાં આવ્યો છે, માટે તેને કંઈ પણ કહેશો નહિ, હું તેનો ઝામિન છું. તે પણ કોઇને કંઇ નહિ કહે. ધર્મ તેનો પોતાનો છે, અને તેને આપણી મૂર્તિઓથી કંઈ સંબંધ નથી, તેમજ આપણુને તેના ખુદાથી કંઇ સંબંધ નથી. પરંતુ સાંભળી લો, જે કોઇ તેની નકામી સતામણી કરશે, તે વગર મોતે મરશે. આ ઝિમ્મેદારી ઉપર હ. મુહમ્મદ (સ) ને મક્કામાં આવવા દીધા. હવે મક્કાવાસીઓ મુતઇમની પાછળ લાગી ગયા, અને વાતવાતમાં તેની જોડે તકરાર કરવા લાગ્યા, તેઓએ તે બિચારા ગરીબ ઝામિન ના નાકમાં દમ કરી દીધો. પરંતુ રસુલની રિસાલત અને નબીની નુબુવ્વત આ વાતને કયાં સહન કરી શકે તેમ હતી, કે મુતઇમ જેવો દયાળુ પોતાની ખાતર આટલા બધા દુઃખો સહન કરે; આપ એક દિવસ પ્રાતઃકાળે રસ્તા વચ્ચે ઉભા રહી કહેવા લાગ્યા કે ભાઇઓ! જુઓ, મારા માટે કોઇપણ માણસ મુતઈમ જોડે ટંટો ન કરે.

બેવજહ અદાવત કા સઝાવાર તો મંય હું.
ઓરોંપે હે કયું ઝુલ્મ ગુનેહગાર તો મંય હું.

મુતઈમ નો જરાએ વાંક નથી, તે બધા મારો છે. હવે હું તેના આશ્રયમાંથી નીકળી ગયો છું. હું હવે તે ખુદાએ પાકના આશ્રયમાં છું, જેના માટે તમો મારા જીવના દુશ્મન થયા છો. હું તમોને ચેતવણી આપું છું, કે હવે હું ફક્ત તેનાજ આશ્રય તળે છું, એજ મારો અને તમારો પયદા કરનાર છે, અને અમારા બધાનો જીવ લેનાર છે, કયામતના દિવસે બધાઓને ત્યાં હાઝિર થવાનું છે, અને પોતપોતાનો હિસાબ આપવાનો છે. જ્યાં સુધી ખુદાનો હુકમ નથી, તમો મારો વાળ સરખોએ વાંકો કરી શકતા નથી, તેમજ મારૂં કંઇ બગાડી શકતા નથી. હવે મેં તમોને ચેતવણી આપી દીધી છે, માટે ચેતતા રહેજો: આવી હિમ્મતવાન વાતચીતથી લોકો દેહેશત ખાઇ ગયા, અને ડરી ગયા. લોકો વિચારમાં પડી જતા, કે મોહંમદ (સ) નો ખુદા શી વસ્તુ છે, જેનો આટલો બધો વિશ્વાસ આ માણસને છે. આ એક અનાથ બાળક હતું, જેને કંઇ સમજણ નોહતી, વાંચતાં કે લખતાં પણ નોહતું આવડતું, હવે આ શું થઇ રહ્યું છે, દિવસે દિવસે નવી નવી વાતો કાઢે છે, અને મોટો વિદ્વાન બનવા ઇચ્છે છે. તેની વાત કરવાની છટા જુઓ, કેવી વિચિત્ર વાતો કરે છે, આ એક અચંબો પમાડનારી વાત છે.

## સરદાર તુફૈયલનો ઈસ્લામ સ્વીકાર.

તુફૈલય નામનો એક મોટો આબરૂદાર વેપારી પોતાના કામકાજ અર્થે મક્કે આવ્યો, મક્કા વાસીઓએ તેનો બારે

સત્કાર કર્યો, અને સારી રીતે મહેમાનદારી કરી. વાતો વાતોમાં ચર્ચા નીકળી કે અહીઆં અમારા લોકોમાંથી મુહમ્મદ (સ.) નામનો એક માણસ પયદા થયો છે, જેણે પોતાના બાપદાદાના નામને કલંક લગાડયું છે, તેમજ અમારા બાપદાદાની આબરૂ ને પણ માટીમાં મેળવી દીધી છે. કાબાની મૂર્તિઓ કે જેઓનું આપેલું અમો ખાઈએ છીએ, અને જેના આશ્રય હેઠળ રહીએ છીએ, તેઓનું અપમાન કરે છે. તેમજ કોઇનું કંઇ સાંભળતો નથી. તુફયલે પુછયું કે તેનો ધર્મ શું છે, અને તેનો ભરોસો કોના ઉપર છે. લોકોએ કહ્યું કે તે એકનીજ વાત કરે છે. કહે છે કે આ આખી દુનીઆ તેણે બનાવી છે, અને તે બધાનો માલિક છે, આકાશ તેનું છે, પૃથ્વિ તેની છે, એવી વિચિત્ર વાતો કરે છે. પરંતુ અમો તો કાન બંધ કરી લઇએ છીએ, ચાલતાં સુધી તેનો આવાજ અમારા સુધી પહોંચવા દેતા નથી. આપ અમારા શહેરમાં પધાર્યા છો, માટે ચેતતા રહેજો, તે મોટો જાદુગર છે, તેની ભાષા મોહીની છે, જે એકજ વખત સાંભળી લે છે, તે તેનોજ થઇ જાય છે. ખુદાની શાન; એક દિવસ એવું બન્યું કે હ. મુહમ્મદ (સ) કુરઆને શરીફ પઢતા હતા, કે તુફયેલ એજ રસ્તેથી પસાર થતો હતો. તે હઠધર્મી નહી હોવાથી અને મક્કાવાસીઓએ તેને સખત ચેતવણી આપેલી હોવા છતાં સાંભળવા ઉભો થઇ ગયો. અને એવો મસ્ત થયો કે હ. મુહમ્મદ (સ) મસ્જીદ

માંથી નમાઝ પઢી ઘર તરફ ચાલ્યા, ત્યારે તે પણ પાછળ ગયો. આપ ઝડપથી ચાલતા હોવાથી તેને રસ્તામાં વાતચીત કરવાનો સમય મળ્યો નહિ. જ્યારે આપ ઘેર પહોંચ્યા ત્યારે તુફયલ આપની સામે આવીને બેસી ગયો, આટલો મોટો ધનાઢ્ય વહેપારી હતો છતાં તેને જરા વિચાર સરખોએ આવ્યો નહિ કે હું આટલો મોટો તવંગર માણસ થઇ કેવા ગરીબ મુફલિસ માણસ સામે આવી સવાલ માટે બેસી ગયો છું; તેને પ્રેમની ધુન અને પ્રીતમની લગન લાગી હતી, ઇશ્વરી પ્રેમે તેને ઉશ્કેર્યો, અને દિલ પ્રેમની મસ્તીથી મસ્ત થઇ ગયો.

દિલમ કઝ બાદએ જબ્બાર શુદ મસ્ત.
તનમ અઝ સોહબતે દિલદાર શુદ મસ્ત.
બમયખાના ગુઝર કરદમ ચુ દીદમ.
ખતીબો કાઝીઓ ખુમ્માર શુદ મસ્ત.
અઝીં મય જુરરએ યારાં ચશીદંદ.
જુનયદો શિબ્લીઓ અત્તાર શુદ મસ્ત.
ગુલિસ્તાને ઇરમ રા સયર કરદમ.
ચુ દીદમ સરબસર ગુલઝાર શુદ મસ્ત.
અઝીં મય જુરરએ દાદંદ બ મનસુર.
અનલહક્ક મીરવદ બરદાર શુદ મસ્ત.
બરૂહે પાક શમસુદ્દીન તબરેઝ.
કે મુલ્લા બરમુરે બાઝાર શુદ મસ્ત.

તુફેયલે : વિનંતી કરી, હે! રસુલે અરબી! તેં મને શું કરી દીધું. ત્હારો સાદ મારા કાને પડયો, અને મારા હોશ ઉડી ગયા, હું ત્હારી પાછળ દોડતો દોડતો આવ્યો છું, અને હવે હું તને મુકનાર નથી. લોકો કહે છે કે તું મોટો જાદુગર છે, જે તારાથી મળે છે, ત્હારોજ થઇ જાય છે; બસ એમજ થયું. આ કલામ જે તેં વાંચ્યો, તે મારા હૃદયમાં ઘર કરી ગયો, બતાવ આ શું છે; મને બધું સમજાવ, મને ત્હારો ખુદા દેખાડ; ઝુરૂર કોઇ ખુદા છે, અને ખરેખર તું તેનો રસુલ છે. હે! રસુલુલ્લાહ! તું મ્હારી તરફ દ્રષ્ટિ કર, નેત્રો ઉપાડી મારી તરફ જો, મને હવે ત્હારા પ્રકાશમાં તું નજરે પડે છે. હે! મનમોહન! ત્હારા આગળ એક ગરીબ આજિઝ હાથ લંબાવી માંગી રહ્યો છે, તેને કંઇક ખુદાના નામ ઉપર ઝકાતે હુસ્ન આપ.

તુફયલ જેવો મહાન સરદાર ઇસ્લામનો સ્વીકાર કરે તે મક્કાવાસીઓ કેમ જોઇ શકે! તેઓ બળીને ખાક થઇ ગયા. તુફયલ પોતાનું કામકાજ આટોપી પોતાને દેશ ચાલ્યો ગયો, પરંતુ હ. મુહમ્મદ (સ) માટે દુનીઆની મુસિબતો પાછળ મુકી ગયો. આ લોકો તો પહેલાંથીજ ગુસ્સે થયા હતા, અને હવે તેઓને શરારત કરવાનો વધુ મોકો મળ્યો. આપને ઘણાજ હયરાન કરવામાં આવ્યા અને દરેક પ્રકારની મુસિબતો આપવામાં આવી. જેમ જેમ મુસિબતો વધતી ગઇ તેમ તેમ આપના હૃદયમાં ખુદાનો પ્રેમ પણ

બખતો થયો તેમજ આપ દુનીઆના દુ:ખોથી કંટાળી ગયા. ખુદાના દરબારમાં ફરીયાદ સંભળાઇ, ખુદાની જુદાઇની બેકરારીનો અંત આવ્યો, વસ્લની રાત્રિનો શુભ પ્રસંગ આવી પહોંચ્યો, એટલે શબે મેઅરાજે આવી ચાંદની દેખાડી.

## હિજરત

જ્યારે જાલિમોનો ઝુલ્મ હદથી વધી ગયો, ત્યારે આપની ઉમ્મતને આપે મદીના તરફ હિજરત કરવાનો હુકમ આપ્યો, કારણ કે તે નગરની ધરતી ધર્મ માટે ઉત્તમ હતી. ત્યાંના કેટલાક લોકો ઇસ્લામનો સ્વીકાર કરી ચુકયા હતા, મુસલમાનોએ એક એક બે બે કરી મક્કાથી નીકળવાનું શરૂ કર્યું, અને ધીમે ધીમે બધા લોકો ચાલ્યા ગયા, મક્કામાં ફક્ત રસુલે અકરમ (સ૦)હ. અલી (ર) અને હ. અબુબક્કર (ર) પોતાના કુંટુંબ સાથે રહી ગયા. કુરૈશીઓએ જ્યારે જોયું કે મુહમ્મદ (સ) એકલા છે, ફક્ત તેમની સાથે બે માણુસો છે, માટે તેઓએ એકઠા થઈ એવી સલાહ કરી કે તેમને અહીંઆથી નીકળવા દેવા નહિ, અને અહીંઆજ તેઓને મારી નાંખવા. થોડાક માણુસોને તેણે હબશ મોકલી દીધા, અને બાકીનાઓને મદીને રવાના કરી દીધા. તેણે આપણા માણુસોને છીનવી લીધા છે, આખા મક્કાને તબાહ કરી દીધો છે, અને અમોને પણ બરબાદ

કરતા બેઠા છે. ગમે તેમ થાય પરંતુ તેને જવા દેવો નહિ. અબુજહેલ બોલી ઉઠયો, કે બધી વાત ખરી છે, પણ કોઇ ખાસ માણસને મુહમ્મદ (સ) ના કત્લ માટે નક્કી કરવો જોઇએ નહિ, પણ બધા માણસો એકઠા મળી તેના ઉપર તુટી પડે, અને તેના કકડે કકડા કરી નાંખે. બધાને આ યુક્તિ પસંદ પડી, અને આ યુક્તિના વખાણ કર્યા. ધિક્કાર છે આવા વખાણ ઉપર, અને લઅનત છે આવી યુક્તિ ઉપર; જ્યારે આ વાત નક્કી થઇ ગઇ, ત્યારે અબુજહેલ થોડાક માણસોને સાથે લઇ હ. મુહમ્મદ (સ)ના ઘર પાસે આવી બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે લાગ જોઇ ઘરમાં પેસી જવું, અને મુહમ્મદી ખુનના તરસ્યા ખંજરની આપના લોહીથી તૃષ્યા બુઝાવવી, અને મક્કાવાસીઓમાં નામના મેળવવી. ખુદાનીશાન, એક વફાદાર મુસ્લિમ નોકરને આ વાતની ઉડતી ખબર મળી, એટલે તે દોડતો દોડતો આપની પાસે આવ્યો, અને બધી હકીકત કહી સંભળાવી. હ. મુહમ્મદ (સ) પાછલે બારણેથી નીકળી અબુબક્કર (ર) ના ઘેર ચાલ્યા ગયા, અને હ. અલી (ર) આપની પથારી ઉપર આખી રાત સુઇ રહ્યા. અબુજહેલ સાથેના બદમાશો સાથે અંદર આવ્યો, અને આપને ન જોયા તો ઘણોજ ઘભરાયો. તે બહુ ગુસ્સે થયો, અને ત્યાંથી અબુબક્કર (ર) ના ઘર તરફ ગયો, કે કદાચ આપ ત્યાં ચાલ્યા ગયા હોય. પરંતુ ત્યાં પણ તે

નિષ્ફળ નિવડયો, તેણે બધા ઘરોની ઝડતી લીધી પણ કંઈ પત્તો લાગ્યો નહિ. કેવી રીતે પત્તો લાગે; આપતો અબુ-બકકર (ર) સાથે ગારે હિરામાં જઇ બેઠા હતા, જે જગ્યા મકકાથી અઢી માઇલ દુર છે. ક્રોધથી દુશ્મનોના શરીર ધ્રુજવા લાગ્યા, તેઓના ચહેરા બીહામણા થઈ ગયા, ક્રોધના લીધે તેઓનો રંગ કાળા નાગ જેવો થઇ ગયો, અને આંખોમાંથી લોહી વરસવા લાગ્યું, કેમ ન વરસે; તેઓના હાથમાંથી શિકાર ચાલ્યો ગયો, બીજું બધા લોકોની વાતો સાંભળવી પડી, કે બધું કર્યું, તેમ છતાં તે હાથ ન લાગ્યો. આ લોકોએ આખા મકકામાં પૂર્વથી પશ્ચિમ, અને ઉત્તરથી દક્ષીણ દોડધાડ કરી ખોળું ખોળું તેમજ બધી ધરતીમાં તપાસ કરી, પણ સફળતા મળી નહીં. દુશ્મનોએ મોટા મોટા ઇન્આમો કાઢયા કે જે કોઈ માણસ તેની ગરદન કાપી લાવશે તેને ભારે ઇન્આમ આપવામાં આવશે. પરંતુ કયાં રસુલેખુદા, અને કયાં આ નાચીઝ બંદાઓ; દુશ્મનો ગારેહિરા પાસેથી પસાર થયા, પરંતુ તેઓની નજરે એવું પડયું કે ગારના મોઢા ઉપર કરોળીઆએ જાળું બાંધ્યું છે, અને એક કબુતરે તેના ઉપર ઇંડા આપ્યા છે, તે માટે તેઓ અંદર દાખલ થયા નહિ. ટુંકમાં દુશ્મનો દરેક ઠેકાણે શોધ કરી થાકી ગયા, અને પોતાનું કાળું મોઢું લઈને પાછા ચાલ્યા ગયા. હ. મુહમ્મદ (સ) ત્રણ દિવસ પછી ગારમાંથી નીકળી મદીના તરફ રવાના

ગયા, અને હ. અલી (ર) પણ તેઓના પંજામાંથી છટકી આપને આવી મળ્યા.

## મદીનામાં પધરામણી

મોહનનું મુખડું જોઈ મુસ્લિમો હર્ષ ઘેલા બન્યા, આનંદની લ્હેરોથી મસ્ત થઇ ગયા, અને પ્રેમના નિશામાં ચૂર થઈ ગયા. ઠેક ઠેકાણે આનંદના વાજિંત્રો વાગ્યાં, અને મકાનોમાં ઘીના દીવા બાળવામાં આવ્યા. દરેક માણસો આપને કહેતા હતા કે મારે ઘેર ચાલો, અને મને મહેમાનદારીનો લ્હાવો આપો. લોકો એ ચયન હતા, કે જોઇએ મદની સરકાર કોનાં મહેમાન થાય છે. હ. મુહમ્મદ (સ) આટલો બધો પ્રેમનો જુસ્સો જોઇ આનંદ પામતા હતા, અને હસ્તા હતા. પરંતુ આપને એ વિચાર હતો કે એવી જગ્યાએ ઉતરવું જોઇએ, કે બીજા માણસોને ફરયાદ કરવાનો સમય ન આવે, અને કોઇનું દિલ દુઃખે નહિ. જે માણસ પોતાના દુશ્મનનું મન દુખેલું સહન કરી શકતો ન હોય, તે પોતાની ઉમ્મતના માણસનું દિલ દુખવવું કેમ પસંદ કરી શકે! આપે બધાને ભેગા કરી કહ્યું, હે! મુસલમાન ભાઈઓ! હું મ્હારી સાંઢણીની લગામ મુકી દઉં છું, અને તે જે જગ્યાએ જઇ ઉભી રહેશે, ત્યાંજ મ્હારો મુકામ થશે, તમો બધા આ માટે ખુશી છો? બધાએ હા પાડી. હવે દરેક માણસ પોત પોતાના ભાગ્ય

ઉપર વિશ્વાસ રાખી ઉભા હતા, અને જોઇ રહ્યા હતા, કે સાંઢણી ક્યાં જાય છે. પરંતુ એયુબ અનસારી જેવા ભાગ્યવંત પુરૂષો કોઇકજ પયદા થાય છે. ખુદાને તેનું નામ દુનીયામાં કાયમ રાખવું હતું, એટલે સાંઢણી તેના ઘર આગળ જઈ થોભી ગઇ. તે બિચારો ગરીબ મુસ્લિમ હતો પણ ભાગ્યનો ભગવાન હતો. સાંઢણી ત્યાં થોભી કે લોકો તેને ધન્યવાદ આપવા લાગ્યા, અને તેના પોતાના આનંદની તો સીમા ન રહી. જે જગ્યાએ સાંઢણી જઇને થોભી હતી, તે જગ્યાએ અત્યાર સુધી મસ્જીદે નબવી મવજુદ છે, તેને હ. મુહમ્મદે (સ) પોતે અને આપના અસહાબોએ મળી કાચી ઈંટો અને ખજુરની લાકડીઓથી બનાવી હતી.

## અઝાનની શરૂઆત

મુસ્લિમોની સંખ્યા વધી ગએલી હોવાથી નમાઝ માટે બધાને ઘેર કહેવા જવા માટે ઘણો સમય વીતી જતો હતો, તેથી આપે બધા અસહાબોની સલાહ લીધી કે નમાઝના સમયે બધાને ખબર પડી જાય એવો રસ્તો ગ્રહણ કરવો જોઇએ. તેથી કોઇએ કહ્યું ઘંટ વગાડવો, કોઇએ કહ્યું આગ સળગાવવી, અને કોઇએ કહ્યું કે શંખ ફુંકવો, પરંતુ હ૦ ઉમર (ર) એ કહ્યું કે આ નિર્જીવ વસ્તુઓથી કામ લેવા કરતાં માણસ માણસને બોલાવે તે

કેવું સારૂં ! તે પણ ખુદાનું નામ લઇને બોલાવે, કે જેથી બધાને માલમ પડી જાય કે ખુદાની પ્રાર્થના માટે બોલાવવામાં આવે છે. હ. મુહમ્મદ (સ) એ આ વાત મંજુર રાખી અને ત્યારથીજ અઝાનની શરૂઆત થઇ.

---

## પ્રકરણ ૩ જું.

### હ. મુહમ્મદ ( સ ) સરદાર તરીકે

હ. મુહમ્મદ (સ) એ મદીનાના લોકોમાં કોમીયતની રૂહ (આત્મા) ફુંકી દીધી, અને મુસ્લિમ, કુફ્ફાર તેમજ નસારાઓને એકયતાનો ઉત્તમ પાઠ શીખવાડયો. હવે બધી કોમના લોકો એક બીજા જોડે સુલેહ સંપથી વર્તતા. પુરાતન કુટેવોનો સદંતર નાશ થઇ ગયો. આપે તેઓને બોધ આપ્યો હતો કે જો આપણામાં ગમે તેવો ધાર્મિક મતફેર હોય, તેમ છતાં આપણે એક બીજી કોમો જોડે મિત્રતાથી વર્તવું જોઇએ, તે વગર કોઇપણ કોમ સફળતાના બિંદુએ પહોંચી શકતી નથી. જો આપણે દરેક વખતે આપસના ઝગડાઓમાં ગુંચવાએલા રહીશું તો કોઇ દિવસ ગુલામીની સાંકળમાં જકડાઇ જઇશું. દરેક માણસને જોઇએ કે તે પ્રથમ પોતાની કોમનો વિચાર કરે અને પોતાની જાતી મનોઇચ્છાને કોમી વિચારોથી વિશેષ ન ગણે. જે

માણુસ જાતી લાભને કોમીલાભ કરતાં વિશેષ ગણે છે, તે મનુષ્યના દરજ્જાથી ઉતરી પશુઓના ટોળામાં દાખલ થઈ જાય છે. ખરેખર પશુઓ એવા હોય છે કે જે પોતાનુંજ પેટ ભરી શકે છે, અને બીજા પશુઓની તેને કંઇ ચિંતા રહેતી નથી, કેમકે ખુદાએ તેને જ્ઞાન પણ એટલુંજ આપ્યું છે, પરંતુ મનુષ્ય તો અશ્રફુલ મખલુકાત (સૃષ્ટિમાં સૌથી ઉત્તમ) કહેવાય છે, કે જેને ખુદાએ સંપૂર્ણ વિચારશકિત અર્પણ કરી છે. તમોને લાઝિમ છે કે તમો મનુષ્યનો પોષાક પહેરી મનુષ્યની ટેવો ગ્રહણ કરો, અને પોતાની કોમનો દરેક વખતે વિચાર કરો. કોમીયતનો પ્રથમ કાનુન એ છે, કે કોમી મામલાઓમાં વગર કારણે ફિરકાબંદી રાખવી જોઇએ નહિ, કારણ કે તે અદેખાઈ કહેવાય છે. આ એક પ્રકારની હઠધર્મી છે, જેણે અનેક કોમોને ઉધઇની માફક ખાધી છે, અને તેને સદંતર નાશ કરી નાંખી છે. હે! મદીનાવાસીઓ! તમો તેનાથી બચજો ચેતતા રહેજો, આ અદેખાઈ મોટી બલા છે.

લોકો બોધ સાંભળી તેમ વર્તવા લાગ્યા, અને તેઓમાં ઐકયતાના ચિન્હો નજરે પડવાં લાગ્યાં. હવે તેઓને એક એવા માણુસની જરૂર પડી કે જે કોમનો રહબર (સરદાર) બને. પડતીની દશાએ પહોંચેલી કોમનો નિયમ હોય છે કે તે એક બીજાની ખોડો કાઢે છે, પરંતુ પોતાની ખામીઓને સુધારતી નથી, દરેક જણ વિરૂદ્ધ મતો ધારણ કરે

છે, પરંતુ એકસંપી થતા નથી. મદીનાવાસીઓની જ્યારે કંઈક સ્થિતિ સુધરી, ત્યારે તેઓને પોતાની ખામીઓનું ભાન થયું, એટલે એવો નિર્ણય કર્યો કે આપણામાં જે માણસ બુદ્ધીશાળી, વિચારવંત અને હસમુખ હોય તેને બધાએ મળીને સરદાર તરીકે ચૂંટી કહાડવો. એવો મહાત્મા પુરૂષ હ. મુહમ્મદ (સ) સિવાય બીજો કોણ હોઇ શકે છે! આપના આચાર વિચાર સરદારો જેવા હતા, અને ખૂબીઓ તાજદારો જેવી હતી. મદીનાના મુસ્લિમો અને બીન મુસ્લિમોના ભાગ્ય તેજસ્વી થયા, એટલે બધાએ સર્વાનુમતે હ. મુહમ્મદ (સ) ને પોતાના સરદાર તરીકે ચૂંટી કાઢયા અને મદીના મુનવ્વરાના સરદાર બનાવી દીધા.

## જંગ માટે મજબુરી

હ. મુહમ્મદ (સ) ના સમયમાં કેટલીક લડાઈઓ થઇ, તેના ઉપર પ્રકાશ પાડવું જરૂરી છે. જેનો ટુંક અહેવાલ અત્રે આપવામાં આવે છે. મુસ્લિમોની કેટલીક લડાઇઓ એવી થઈ કે જેમાં હુઝુર (સ) ને પોતે લડાઈના મયદાનમાં ઉતરવું પડયું હતું, અને બીજી લડાઇઓમાં પોતાના સિપેહસાલાર જોડે લશ્કર મોકલ્યું હતું, તેમાં જંગે બદરમાં મુસલમાનો એ કાફિરોને સખત હાર આપી હતી. મક્કાની ફતેહએ મુસલમાનોની આખા અરબસ્તાન ઉપર છાપ બેસાડી હતી. ખરી રીતે મુસલમાનો લડાઇથી

ઘણુંજ અજાણતા હતા. આ બીના વીચારવા જેવી છે કે તેઓના થોડાક માણસો નાસીને હબશ ચાલ્યા ગયા, અને બાકીના મુસલમાનો કંટાળીને મદીને હિજરત કરી ગયા. હ. મુહમ્મદ (સ) એ પોતે ગારોમાં પનાહ લીધી, અનેક પ્રકારના દુઃખો ઉઠાવ્યા, પરંતુ કદીએ મુકાબિલા માટે પ્રયત્ન કર્યો નહિ. એવા લોકો અને તેના સરદાર માટે એવા વિચાર પ્રદર્શિત કરવા કે તેઓ સલતનત માટે લડાઈઓ કરતા હતા તે અયોગ્ય છે. મુસ્લિમોની એક નાની સંખ્યા અરબસ્તાનની જંગલી અને ઝાલિમ કોમથી જાણી જોઇને વગર કારણે લડવા તયાર થઇ જાય એ વાત માનવામાં આવતી નથી. આટલી નજીવી તાકાતથી એક મોટા પર્વતને ટક્કર મારવી તે એવા માણસનું કામ છે કે જેનું મગજ ખસી ગયું હોય. આપના જેવા બાહોશ માણસ પોતાની કોમને આવી મુસિબતોમાં ફસાવી શકતો નથી. પરંતુ જ્યારે જીવ જોખમમાં હોય તો કોઈપણ મનુષ્ય પોતાનો બચાવ કરી શકે છે, શાન્ત બેસસે નહિ. દરેક માણસની ફરજ છે કે ઝાલિમોથી પોતાનો જીવ બચાવે. દુનીઆમાં દરેક વસ્તુની હદ મુકરર કરેલી હોય છે. જળ કેટલું બધું થંડું હોય છે ! પરંતુ જો તેને અગ્નિ વડે ગરમ કરવામાં આવે તો તે ગરમ થઇ જાય છે, અને અગ્નિની માફકજ બાળે છે. મુસ્લિમોની સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે કુફ્ફારોએ જે ઝુલ્મ અને દયાહીન વર્તન

કર્યો છે તે સાંભળીને શરીરનાં રૂવાંટા ઉભા થઇ જાય છે. ગરીબ મુસલમાનો ઉપર કુફ્ફારો વગર કારણે હુમલાઓ કરતા રહ્યા, તેમ છતાં મુસ્લિમો લાંબા સમય સુધી શાન્ત રહ્યા, છેવટે તેઓ કંટાળી ગયા, છતાં તેઓએ કંઇ કર્યું તે પોતાના બચાવ માટે અને ઇસ્લામનો સ્થંભ કાયમ રાખવા માટે કર્યું હતું. " તંગ આમદ બ જંગ આમદ "

જંગે બદર

મદીનાવાસીઓની માન્યતા અને ઇઝઝતથી હ. મુહમ્મદ (સ) દિવસે દિવસે આગળ વધવા લાગ્યા. પરંતુ અદેખાઇ મનુષ્યની પાછળ જ ચાલે છે, મદીનામાં અબદુલ્લા નામનો એક માણસ રહેતો હતો, તે ઘણોજ મગરૂર હતો. આપની દિવસે દિવસે વધતી જતી ઇઝઝત ને જોઇ અદે ખાઇ કરવા લાગ્યો. મક્કાવાસીઓ પહેલાંથીજ આપના દુશ્મન હતા, તેઓ સાથે અબ્દુલ્લા મળી ગયો, અને તેઓ સાથે કોલકરાર કર્યો કે જો તમો મદીના ઉપર હુમલો કરશો તો હું તમોને દરેક પ્રકારની મદદ આપીશ. તેથી મક્કાવાસીઓ કહેવા લાગ્યા કે જો અમો મદીના ફતેહ કરી લઇશું તો અમો તમને મદીનાના સરદાર બનાવીશું. મુસલમાનો સારી રીતે જાણતા હતા કે અબદુલ્લા કોઇ દિવસ અમોને જરૂર ધોકો પહોંચાડશે, અને તેઓને એ પણ માલુમ હતું કે મક્કાના કુફ્ફારો લડાઇ માટે ફાંફાં

માટે છે, અને જ્યારે તેઓને કંઇ મદદ મળશે, તો જરૂર મદીના ઉપર હુમલો કરશે, અને કોઇને જીવતા નહિ મુકે. તેથી મુસલમાનો પણ લડાઇની તૈયારી કરવા લાગી ગયા. એક દિવસ એવું બન્યું કે કુરયશનો એક કાફલો શામથી પાછો આવતો હતો, જેને મદીનાની પાસેથી પસાર થવાનું હતું કાફલાના સરદાર અબુસુફીયાનને કંઇક શંકા પડી કે મદીના અને મક્કા વચ્ચે સખ્ત વિરોધ ચાલી રહ્યો છે, અને કંઇ એવું ન થાય કે મદીનાવાસીઓ અમારા ઉપર હુમલો કરી બેસે. તેથી કાફલાના સરદારે એક કાસિદ મદદ માટે મક્કે દોડાવ્યો. કાસિદે પોતાના ઉંટના કાન કાપી નાંખ્યા અને પયરહન પણ ફાડી નાંખ્યો, તેમજ તેણે વિચિત્ર સુરત બનાવી લીધી, અને શહેરમાં દાખલ થયો. કાસિદે બારે કરી. કારણ કે તેનાથી તેના આવવાની ખબર વિજળીની માફક શહેરમાં ફેલાઇ ગઇ. લોકો એકઠા થઇ ગયા, અને પુછવા લાગ્યા કે શું થયું છે. તેણે જવાબ આપ્યો કે મુહમ્મદ (સ) લુટારો અમારો માલ લુટવા તૈયાર થયો છે, તમારાથી કંઇ બની શકતું હોય તો ઠીક નહિંતો તમારા માલ અસબાબથી હાથ ધોઇ બેસો. આ સાંભળી મક્કામાં જંગની તૈયારીઓ જોરશોરથી થવા લાગી. કેટલાક લોકો કે જેઓ હોશીઆર હતા, તેઓ છેવટ સુધી આ લડાઇની વિરૂદ્ધ રહ્યા. પરંતુ અબુજહેલની જિહાલત આગળ કોઇનું કંઇ ચાલ્યું નહિ, અને લોકોને જંગ

માટે તૈયાર કરી લીધા. કુરેશનું મોટું લશ્કર મદીના ઉપર હલ્લો કરવા માટે આવી પહોંચ્યું. બીજી તરફ કાફલાનો સરદાર પોતાનો રસ્તો બદલી કાફલા સાથે સહીસલામત મક્કે આવી પહોંચ્યો, અને તેણે પોતાની સાથેજ અબુજહેલને કહેવડાવ્યું કે લડવામાં કંઈ ફાયદો નથી. પરંતુ તે પણ અબુજહેલ હતો અને મોત તેના માથે ભમતું હતું. તે એક હજાર નવજુવાનો પોતાની સાથે લાવ્યો હતો, અને આપની સાથે ફક્ત ત્રણસે માણસો હતા. જેમાં ૮૦ મુસ્લિમો અને બાકીના અનસાર હતા. પરંતુ તેઓ બધા ઇસ્લામ માટે પોતાને પ્રાણ અર્પણ કરવા તૈયાર હતા. મુસલમાનોને ખબર ન હતી કે તેઓને આટલા મોટા લશ્કર સાથે મુકાબિલો કરવો પડશે, છતાં તેઓ જરાએ ગભરાયા વગર લડાઇના મયદાનમાં હિમ્મતથી ઉભા રહ્યા. કુદરતે મુસલમાનોને વિચિત્ર મદદ કરી. જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે સૂર્ય દુશ્મનોની સામે હતો, અને મુસ્લિમોની પાછળ હતો. મુસલમાનોએ એક ઉંચા ટેકરા ઉપર પોતાની છાવણી નાંખી હતી, ત્યારે દુશ્મનોએ ટેકારાની નીચે છાવણી નાંખી હતી. ભાગ્ય જોગે ભારે વરસાદ પડયો, અને દુશ્મનોની લડવાની જગ્યામાં ઘણોજ કાદવ થઇ ગયો, જેથી તેઓ હિમ્મત હારી ગયા. પ્રથમ હ. હમઝા (ર) હ. અલી (ર) અને હ. ઉબયદા (ર). મયદાનમાં નીકળ્યા, દુશ્મનો તરફથી અતબા અને

તેનો દીકરો મયદાનમાં આવ્યો, બન્ને બાજુએથી સખ્ત લડાઈ ચાલી. બન્ને લશ્કરો એક બીજા ઉપર તુટી પડયા અને જે હાથ લાગ્યો તેને ઘાસની માફક કાપી નાંખ્યો. રસુલે અકરમ (સ) અબુબકકર (ર) સાથે એક બાજુએ બેસી પ્રાર્થના કરતા હતા, કે હે! ખુદા! તું ત્હારી ઉમ્મતની મદદ કર, અને સત્યનો સાથ આપ. એટલામાં આકાશવાણી થઈ, જેણે ફતેહની ખબર આપી. આપે ફતેહની ખુશખબરી લડવૈયાઓને સંભળાવી, અંતે મુસલમાનો જીત્યા અને ઘણા કુફ્ફારો માર્યા ગયા. બાકી રહેલા કુફ્ફારો નાસી ગયા હતા, પરંતુ મુસલમાનોએ તેઓની પુંઠ પકડી કેદ કર્યા.

મુસલમાનોની માન્યતા પણ વખાણવા પાત્ર છે. એક નવજુવાન મુસલમાનની શહાદતની ખબર સાંભળી તેની ઘરડી માતા બોલી, કે મને મારા છોકરાના મરણ પામવાની જરાએ દિલગીરી નથી, જો મુહમ્મદ (સ.) કહી દે કે તે બરાબર શહીદ થયો છે, અને તેને સ્વર્ગ પ્રાપ્ત થઈ છે. સુબહાનલ્લાહ! ઇમાન અને માન્યતા હોય તો એવી હોય; આ યુદ્ધમાં બે મુસલમાન છોકરાઓએ ઘણીજ બહાદુરી કરી હતી. જેઓ દુશ્મનોના લશ્કરમાં પેસી ગયાં અને અબુજહેલને શોધી કાઢી તેને માર મારી સખ્ત ઝખમી કરી દીધો, અને પોતે કુફ્ફારના લશ્કરમાંથી બચીને નીકળી આવ્યા. દુશ્મનો નાસી ગયા હતા, અને તેઓના ઝખમી થએલા માણસો મયદાનમાં પડયા હતા, તેવામાં

અબદુલ્લા બિન મસઉદ ત્યાંથી પસાર થયા, જ્યાં અબુ-જહેલ ઝખ્મી થઇને પડયો હતો. અબુજહેલ પોકાર્યો, કે હે! વટેમાર્ગુ એતો બતાવ કે કયા લશ્કરે જીત મેળવી છે? અબદુલ્લાએ કહ્યું કે દુશ્મને ખુદા તું ફિરઓનથી પણ વધુ ચઢીયાતો છે, તે તો મરતી વખતે નમ્યો હતો, પણ તું તો અત્યાર સુધી નમતો નથી. એટલું કહી એક ઝટકામાં અબુજહેલના બે કકડા કરી નાંખ્યા. ખુદાએ આવી રીતે તેનો અંત આણ્યો, જેણે ખુદાના નબીનો અંત લાવવા માટે એકસો ઉંટ અને એક હજાર દિરસનો ઇન્આમ રાખ્યો હતો. મક્કાવાસીઓ બનેલી બીનાથી દાખલો લઇ કંઇક શીખે તેમજ આરામથી રહે અને બીજાઓને પણ ચેનથી બેસવા દે, તેથી ઉલટું તેઓ મુસલમાનોના પાકા દુશ્મન થઇ ગયા, અને તેઓને બરબાદ કરવા માટે તૈયાર થઇ ગયા. જો કે કુફ્ફારોએ સખ્ત હાર ખાધી છતાં તેઓને કંઇ સમજણ પડી નહી. તેઓએ એક વિચિત્ર હુકમ બહાર પાડયો, કે લઢાઇમાં માર્યા ગએલા લોકોના કોઇ પણ સગા સ્નેહીઓએ રોવું નહિ, તેમજ ઝાહિરમાં વિલાપ કરવો નહિ. નહિ તો મુસલમાનો અમારી મશ્કરીઓ કરશે; અને અમો તેઓની દ્રષ્ટિમાં હલકા પડી જઇશું. એક વૃદ્ધ માણસ મુસીબતનો માર્યો કે જે પોતાના ત્રણ નવજુવાન દીકરાઓને આ લઢાઇમાં ખોઇ બેઠો હતો, એવો માણસ પોતાના ગુમા-એલા દીકરાઓની યાદમાં ન રહે તો પછી આ અલ્લાહ

લીનોની અક્કલ ઉપર તો જરૂર રડે! કે જેઓ ખુદાઈ કાનુનો વિરૂદ્ધ કાનુનો અમલમાં લાવ્યા હોય; પરંતુ હવે કોઈ રડે તો ક્યાં જઈને રડે, કેમકે જો કોઈ માણુસ તેને રડતો જોઈ લે તો તેનું મોતજ આવી ગયું. આ ઝાલિમોના જુલ્મથી કંટાળી ગરીબ વૃદ્ધ માણુસ શહેર બહાર ચાલ્યો જતો, અને પોતાના બાળકોને યાદ કરી પોતાની સ્થિતિ ઉપર રડતો. એક દિવસ એવું બન્યું કે પેલા વૃદ્ધ માણુસને કોઈના રડવાનો સાદ સંભળાયો. તેણે ચાકરડીને મોકલી તપાસ કરાવી કે શું રડવા માટે પરવાનગી મળી ગઈ! ચાકરડીએ પાછા આવી કહ્યું કે એક વિધવાનો ઉંટ ખોવાઈ ગયો છે, અને તપાસ કરતાં મળતો નથી, તેથી બિચારી લાચાર થઈને પાછી આવી છે, અને રડી રહી છે. આ સાંભળી વૃદ્ધ માણુસ પોકેપોક મુકી રડવા લાગ્યો, અને કહેવા લાગ્યો, કે આ કેવો અંધેર છે, કે જો ઉંટ ખોવાઈ જાય તો રડવું ગુનોહ નથી, અને ત્રણુ ત્રણુ નવ જુવાન દીકરાઓ વગર કારણે માર્યા જાય છતાં અશ્રુ પણ વહેવડાવવાની મનાઈ છે. લઅનત છે આ લોકો ઉપર, અને ફિટકાર છે તેમની અકક્લ ઉપર;

## યુદ્ધના કેદીઓ.

જે લૂટનો માલ આ યુદ્ધમાં મળ્યો હતો, તેની એવી રીતે વહેંચણી કરવામાં આવી, કે તેના ચાર ભાગ લશ્ક-

ઈમાં ભાગ સૈનાશઓમાં વ્હેંચી દેવામાં આવ્યા, અને પાંચમો ભાગ બયતુલ માલમાં રાખવામાં આવ્યો, કે જેથી નિર્ધન અને મોહતાજ માણુસોને મદદ કરવામાં આવે. જે કેદીઓ આ લડાઇમાં પકડવામાં આવ્યા હતા, તેઓને હ. અબુબક્કર (ર) ની સલાહથી છોડી મુકવામાં આવ્યા. જો કે હ. ઉમર (ર) તેની વિરૂદ્ધ હતા. પણ તેઓએ થોડીક શરતો રાખી હતી કે ગરીબ અને અજ્ઞાનને તો તરતજ છોડી મુકવા, પરંતુ જેઓ ધનવાન છે તેઓ કંઇક બદલો આપે, અને ભણેલા માણુસો થોડાક દિવસ મહીનામાં મુકામ કરે, અને મુસ્લિમ બાળકોને શિક્ષણુ આપે, ત્યાર પછી તેઓ પણ પોતપોતાના ઘેર ચાલ્યા જાય. આવી શરતોથી કેદીઓ ઘણાજ ખુશી થયા, કારણુ કે આ પહેલોજ બનાવ હતો કે લડાઇમાં જીત પામેલાઓએ કેદીઓ સાથે આવો ઉત્તમ વર્તાવ કર્યો હોય. મુસલમાનોએ તેઓની સાથે એવો સરસ વર્તાવ કર્યો, કે તે લોકોને પોતાના મહેમાન બનાવી લીધા. જો કોઈ ગરીબ મુસલમાન પાસે વધુ ખાવાનું ન હોય તો તે પોતે ખજુર ખાઈને પોતાનું ગુજરાન કરી લેતો પણ મહેમાનને જરૂર રોટલો ખવડાવતો. જો કોઇ મુસલમાનને બહાર જવાનો પ્રસંગ આવતો, અને સ્વારીઓ પુરતી ન હોય તો પોતે પગે ચાલતો અને મહેમાન (કેદી) ને સ્વારી આપી દેતો. જાણે મુસલમાનોમાં અને મુશરિક કેદીઓમાં કોઇ પ્રકારનો ભેદભાવ ન રહ્યો. આ મહેમદી

ખુન ઉપર ઇસ્લામીઓ ખરેખર મગરૂરી ધરાવી શકે છે, જેનો દાખલો આજ સુધી મળતો નથી.

## અબુજહેલની ગાદીનો વારસ.

અબુજેહલના મરણ પામવાથી તેની જિહાલતની ગાદીએ અબુસુફ્યાન બેઠો. તેણે સોગંદ ખાધા કે જ્યાં સુધી જંગે બદરનો બદલો મુહમ્મદ (સ) થી નહિ લઉં ત્યાં સુધી સ્ત્રીની પાસે નહિ જાઉં અને માથામાં તેલ નહિ નાંખું. આવા પ્રકારની વાતો લોકોમાં કરતો ફરતો હતો. પરંતુ મયદાનમાં નીકળી મુકાબિલો કરી શકતો ન હતો. એક દિવસ તેણે વિચાર કર્યો કે મેં સોગંદ તો ખાધા છે, પણ મારામાં એટલી શકતી નથી કે બદલો લઈ શકું, તેથી લોકોને શું મોઢું દેખાડીશ. એક દિવસ તે દસેક માણસોને સાથે લઈ છુપી રીતે મદીનામાં જઈ ભરાઇ બેઠો, અને એકાદ મુસલમાનને ઘરમાં જઇ મારી આવ્યો, અને એકાદ મુસલમાનનું ઘર પણ બાળી દીધું, અને નાસી આવ્યો. નાઠો પણ એવો કે જેવી રીતે રાત્રે ચોર નાસે છે. આ તેની બહાદુરી હતી, જેના ઉપર રાત્રિ દિવસ સોગંદ ખાતો હતો; અને બદલા માટે દાંત પીસતો હતો.

## જંગે અકર.

હ. મુહમ્મદ (સ) ની હવે સ્થિતિ એવી હતી કે આપ દરેક પળે મુલ્કના કારોબારમાં લાગ્યા રહેતા. આસ-

પાસની કેટલીક કોમો સાથે કોલકરાર પણ થયા, અને કેટલીક કોમો જોડે સુલેહ પણ થઈ ગઇ. પરંતુ મદીનાની પાસે એક યાહુદી કોમ વસ્તી હતી, તે આપથી ઘણીજ અદેખાઇ રાખતી હતી. તેઓને ચિંતા હતી કે જો મુસલમાનો આવી રીતે વધતા ગયા તો આ લોકો અમોને પણ હયરાન કરશે, માટે અત્યારથીજ તેઓનો ફયસલો કરવો જોઈએ, કે જેથી આગળ જતાં અમોને કંઇ ધોકો ન પહોંચે. તેથી તેઓએ જંગની તૈયારી કરી. બીજી તરફ મુસલમાનોને પણ આ વાતની ખબર પડી જવાથી તેઓ પણ તૈયાર થઇ ગયા, અને આપ (સ) ૪૫૦ માણસોને લઇ મયદાનમાં નીકળી આવ્યા. યાહુદીઓ આ લોકોને જોઇ ગભરાઇ ગયા, અને પહાડીમાં જઇ સંતાઇ ગયા. મુસલમાનો નચિંત થઇ બેસી ગયા અને ખાણું તૈયાર કરવા લાગી ગયા. એક યાહુદી ઉંચી જગ્યા ઉપર તાકીને બેઠો હતો, જેણે હ. મુહમ્મદ (સ) ને એકલા જોઇ શાંન્ત રીતે નીચે ઉતર્યો અને આપના માથા આગળ આવી ઉભો થઇ ગયો, તેમજ તરવાર ઉંચી કરી કહેવા લાગ્યો, હે ! મુહમ્મદ (સ) ઉઠ ! હવે બોલ ત્હારા અંતનો સમય પાસે આવી લાગ્યો છે, હવે તને કોણ બચાવનાર છે ? આપે આકાશ તરફ ઇશારો કરી કહ્યું, કે તે છે મ્હારો બચાવનાર, જેણે મને અને તને પયદા કર્યો છે, અને એજ મ્હારો અને ત્હારો જીવ લેશે. તે મ્હારો મદદગાર છે. તું કોણ છે ! એટલું કહેતાની સાથેજ

તેનો હાથ ધ્રુજી ગયો, અને તરવાર નીચે પડી ગઇ. હ. મુહમ્મદ (સ) એ તરતજ તરવારને ઉપાડી, તેને કહ્યું કે હવે તું બોલ, ત્હારો બચાવનાર કોણ છે? તે કંઇ પણ જવાબ આપ્યા વગર જ્યાંનો ત્યાંજ રહી ગયો, અને આંખો નીચી કરી કહેવા લાગ્યો, "મને બચાવનાર કોઇ નથી" આપે કહ્યું, કહે મારો બચાવનાર અલ્લાહ છે, જેણે પોતાના રસુલ (સ) ને બચાવ્યો છે. "અશહદોઅન લાયલાહા ઇલલિલ્લાહો મુહમ્મદુર રસુલુલ્લાહ" લડાઇમાં આ બનાવ સિવાય બીજું કંઇજ બન્યું નથી.

## જંગે ઓહદ.

કુરયશીઓ જંગે બદરમાં હારી જઇ એટલા બધા શરમાયા હતા, કે માથું પણ ઉંચું કરી શકતા ન હતા, પરંતુ અંદરજ અંદર જંગની તૈયારીઓ કરતા હતા. મકકે પાછા જતાં તેઓએ બદલો લેવા માટે નક્કી કરી લીધું હતું, બદલો લેવાનો ભૂત તેઓના માથે સ્વાર થયો હતો, અને ગુસ્સાથી દાંત પીસ્યા કરતા હતા. સરદાર અબુસુફ્યાનની સ્ત્રી ઘણીજ નાલાયક હતી, તે દરેક વખતે પોતાના પતિને અને પાડોસીઓને ગાળો આપતી હતી, અને મેણા મારતી હતી, કે હે! નફફટ લોકો! મ્હારો બાપ અને ભાઇ માર્યો જાય અને તમો મોઢું જોયા કરો. તમારા જેવા પુરૂષોથી તો અમારા જેવી સ્ત્રીઓ સારી છે,

અને તમાશા કરતાં અમને વધુ ગમશ છે. જો તમોને મુસલમાનોની બીક લાગતી હોય, તો ચાલો અમો તમારી સાથે આવીએ છીએ. આવી રીતે તે લોકોને જોશ અપાવતી. સ્ત્રીના આવા કહેણો સાંભળી પુરૂષો પણ ગુસ્સે થયા, અને ૭૦૦ માણસોને સાથે લઈ લડવા માટે આવ્યા. તેઓ ઓહદની પાસે આવી થોભ્યા. રાત્રે બંન્ને લશ્કરો પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા, સવાર થતાં બન્ને બાજુએથી હુમલો થયો, અને એવી લડાઇ જામી કે જે હાથમાં આવ્યો તેને કાપી નાંખવામાં આવ્યો, ઘણા માણસો માર્યા ગયા. હ. હમઝા(ર) શહીદ થઈ ગયા, મુહમ્મદ (સ) પણ ઝખમી થયા. આપના દાંતોમાં સખ્ત ઘા વાગ્યો. મુસલમાનોનો અલમબરદાર પણ માર્યો ગયો, તેમજ લશ્કરમાં પણ હોહા થઇ ગઇ. અલમબરદારનો ચહેરો હ. મુહમ્મદ (સ) થી કંઈક મળતો હતો, તેથી તેના મરણ પામવાથી આપના (સ) શહીદ થવાની ખોટી અફવા ઉડી, જેથી આખું લશ્કર ઘભરાઇ ગયું, અને મુસલમાનોના પગ ઉખડી ગયા અને મુસલમાનો નુકશાનમાં રહ્યા. કુરયશીઓ હવે મદીના તરફ રવાના થયા, પરંતુ મુસલમાનો તરતજ ઘેર પહોંચી ગયા. કુફ્ફારોને ખબર પડી કે હ. મુહમ્મદ (સ) જીવતા છે, અને અલમબરદાર શહીદ થયો છે, તેથી તેઓ હિંમ્મત હારી ગયા, અને ત્યાંથી પાછા ફર્યા. મક્કાની સ્ત્રીઓએ આ લડાઇમાં મોટો ભાગ લીધો હતો. જંગે

બદરમાં માર્યા ગએલા માણુસો માટે મરસીયાઓ પઢતી, અને લડાઈથી મોઢું ફેરવનારને શૂર ચઢાવતી હતી. સરદાર અબુસુફ્યાનની બી હિન્દા પણ સાથે આવેલી હતી, જે ઘણી કીનાબાઝ હતી. તેણે પોતાના બાપ અને ભાઈનો બદલો લેવાનું નક્કી કર્યું હતું. તે હ. હમઝા (ર) ની લાશને શોધી કાઢી, તેમનો પેટ ચીરી તેમાંથી કાળજું કાઢી પોતાના દાંતો વડે ચાવવા લાગી, અને ત્યાર પછીજ તેનું કાળજું ઠંડુ પડયું. એટલુંજ નહી પણ તેણીએ તેઓની નાક અને કાન પણ કાપી લીધા. હ. મુહમ્મદ (સ) એ જ્યારે આપના કાકાની લાશની આવી સ્થિતિ જોઇ તો ઘણાજ દિલગીર થયા, આપને પણ જો એવું કરવું હોત તો કુરયશીઓની બધી લાશોની આવીજ સ્થિતિ કરી શકતા હતા. પરંતુ ખુદાનો રસુલ અને બદલો લેવાની વાત ક્યાંથી બની શકે; તે તેઓની પાક નિષ્ઠા અને પવિત્ર ધર્મથી તદ્દન વિરૂદ્ધ હતું. આપને ખોટું તો જરૂર લાગ્યું, પણ સહન કરી ગયા.

## સરદાર હારિસનો હુમલો.

મુસલમાનોના ભાગ્યમાં ચેન કયાં હતું. થોડાકજ દિવસો પસાર થયા હશે કે નબીઉલ મુસ્તલિક કુટુંબનો સરદાર યુદ્ધ માટે ચઢી આવ્યો, પરંતુ મુસલમાનો એવા જીવતોડ લડયા, કે તેને નાસી જવું પડયું. મુસ્લિમોને લૂંટમાં

બસો કેદીઓ, એક હજાર ઉંટ અને પાંચ હજાર ઘેટા હાથ આવ્યા હતા. પકડાયલા કેદીઓમાં સરદારની છોકરી જુવેરિયા પણ હતી. લૂટનો માલ વ્હેંચાયો ત્યારે એક સિપાહીના ભાગમાં તે છોકરી આવી. છોકરી ઘણીજ ઘભરાઇ, તેણીએ સિપાહીને ઘણી આજીઝી કરી. છેવટે સિપાહીએ સારી રકમ બદલામાં આપવામાં આવે તો છોડી મુકવા કબુલ કર્યું. પરંતુ મુસ્કેલી એ હતી કે તેણીને પૈસાની મદદ કોણ કરે; છોકરીનો ભાગ્ય જાગૃત થયો, અને તેનો શુભ અવસર આવ્યો, તો આ વાત ઉડતી ઉડતી મદની સરકારના કાન સુધી ગઈ. સિપાહીને તેને આઝાદ કરવાનું કહી શકાય નહિ, કારણ તે તેના ભાગમાં આવી હતી, તેથી આપે સિપાહીને બદલાની રકમ આપી છોકરીને આઝાદ કરાવી, એક ભરૂસાદાર માણસ સાથે તેના બાપ પાસે રવાના કરી દીધી. બનાવ એવો બન્યો કે એક તરફથી છોકરી આઝાદ થઇ રવાના થઈ ગઇ, તો બીજી તરફ તેનો બાપ કિંમતી જવાહિર અને પૈસા લઇ મદીને આવી પહોંચ્યો. કે જે કંઇ હ. મુહમ્મદ (સ) પોતાના મોઢે માંગે તે આપી મ્હારી છોકરીને આઝાદ કરી લઇ આવું. જ્યારે તે ત્યાં પહોંચ્યો અને પોતાની છોકરીની આઝાદી અને આપે પોતાની પાસેથી આપેલી બદલાની રકમની વાત સાંભળી અચંબો પામ્યો. તેને શી ખબર હતી કે ઇસ્લામની બીના એવા ઉત્તમ સ્વભાવની છે; આ બીનાથી તે સરદાર ઉપર એવી

અસર થઈ કે તે પોતાના કુટુંબ સાથે મુસલમાન થઈ ગયો. સાથેજ સાથે તેણે આપને એવી વિનંતી કરી કે આપ મારી દીકરી જુવેરિયાને આપના નિકાહમાં કુબુલ કરો. આપ તેને જવાબ આપવા માટે વિચારમાંજ હતા કે આ વાત ઉડતી ઉડતી સિપાહીઓના કાને પહોંચી ગઇ. તેઓએ ભેગા મળી એવો નિર્ણય કર્યો કે જો રસુલ (સ) જુવેરિયાને પોતાના નિકાહમાં કુબુલ કરશે, તો અમો બધા અમારા ગુલામોને છોડી મુકીશું. તેનું કારણ એ હતું કે જે લોકો પકડાયા હતા, તેમાં ઘણા લોકો જુવેરિયાના કુટુંબીઓ અને કોમના માણસ હતા. આપના માટે તેઓના હ્રદયમાં અતયંત પ્રેમ અને માન હતું, કે રસુલે અકરમ (સ) ના નિકાહમાં આવેલી સ્ત્રીના સગા સ્નેહીઓ અમારી પાસે ગુલામ તરીકે રહે, તે યોગ્ય નથી. હ. મુહમ્મદ (સ) એ જ્યારે આ બીના સાંભળી કે મારા લગ્નથી એક સો કુટુંબ ગુલામીના ફંદામાંથી છુટી પોતાનો જન્મસિદ્ધ હક ( આઝાદી ) પ્રાપ્ત કરશે, એટલે આપે ઘણીજ ખુશીથી લગ્નની વાત મંઝુર કરી લીધી. અને જુવેરિયા સાથે આપના લગ્ન થઈ ગયા. ખુદાના રંગો ન્યારા છે, ક્યાં સરદારની દીકરી ગુલામ હતી, અને તેને ગુલામ મટાડી જગતના તાજદારની મલકા બનાવી બેસાડી દીધી.

## જંગે ખંદક

અબુ સુફ્યાનને પહેલી લડાઇથી એક વરસ સુધીને

સમય મળી ગયો હતો, તેમાં તેણે પોતાની પુરતી તૈયારી કરી લીધી. હવે તે ૪૦૦૦ કુરયશ અને ૬૦૦૦ યાહુદીઓનું લશકર લઇ મદીના ઉપર ચઢી આવ્યો. મુસલમાનો આટલું મોટું લશ્કર આવતાં સાંભળી ઘભરાઈ ગયા, અને સલાહ કરવા લાગી ગયા કે હવે શું કરવું જોઇએ, મુસલમાનોમાં દરેક માણુસને પોતાનો અભિપ્રાય આપવાની પુરેપુરી છુટ હતી. આ લોકોમાં સલમાન ફારસી નામનો એક માણુસ હતો, તે કહેવા લાગ્યો કે અમારી સંખ્યા તદ્દન નજીવી છે, તેથી આપણે મયદાનમાં નીકળી મુકાબિલો કરવા માટે તદ્દન અશ્કત છીએ. અમારા માટે એ સિવાય બીજો કોઈ રસ્તો નથી, આપણે કોઈ જગ્યાએ આસરો લઇ બેસી જઇએ. દુશ્મનોનું લશ્કર મોટું છે, અને મુસલમાનો પાસે કોઈ પ્રકારનો સામાન નથી. જો કદાચ મદીનામાં મુકાબિલો થઈ જશે, તો આપણે અને આપણા બાલ બચ્ચાઓ પણ તબાહ થઇ જશે. જો મારી વાત માનો તો મદીનાની પાસે સલઆ નામની પહાડીમાં સંતાઈ જાવ, અને તેના સામે એક મોટી ઉંડી ખાઈ ખોદીલો, પછી જોઇએ છીએ ખુદા શું કરે છે; હ. મુહમ્મદ (સ) એ આ વાત પસંદ કરી, અને બધાએ મંજુર રાખી. મુસલમાનોને એવી બીક હતી કે દુશ્મનો કંઇ મદીના શહેર ઉપરજ હુમલો ન કરે, તેથી તેઓએ પોતાની સ્ત્રીઓ અને બાળકોને કિલ્લામાં બેસાડી દીધા, અને જરૂરી વસ્તુઓ તેઓના હવાલે કરી

દીધી, કે વખત આવે તેઓ શહેરને સંભાળી શકે, અને પોતાનો પણ બચાવ કરી શકે. રસુલે અકરમ (સ) ખુદાના ભરૂસે ત્રણ હજાર માણસો લઈ પહાડીમાં ચાલ્યા ગયા. અહીંઆ આવી આપે હુકુમ કર્યો કે તરતજ પાંચ ગજ પહોળી અને પાંચ ગજ ઉંડી ખાઇ ખોદવાનું શરૂ કરવામાં આવે, અને જ્યાં સુધી આ કામ પુરૂં ન થાય ત્યાં સુધી કોઇએ આરામ લેવો નહિ. જ્યારે રસુલે ખુદા (સ) પોતે ખોદવા લાગ્યા હતા, તો પછી સિપાહીઓની શી સ્થિતિ થઈ હશે! હાથોમાં છાલા પડી ગયા, અને ખોદતાં ખોદતાં કમ્મરો વળી ગઇ. તેઓને દુશ્મનના લશ્કરની ઘણી બીક હતી, કે હમણાં આવી પહોંચશે. લશ્કર પણ કેવું કે જીવના દુશ્મન, દસ હજાર શુરવીર લઢવૈયાઓ સાથે દરેક હથીઆરોથી સજ્જ થએલું, ચઢી આવતું હતું, અને તે પણ વગર કારણે; જેને ન ધર્મની બીક, કે ઇમાનની; ન ખુદાની કે તેના રસુલ (સ) ની; ફક્ત હૃદયમાં અદેખાઇનો અગ્નિ રાખતો હોય, અને કાળજામાં કીનો; એવાઓથી મુકાબિલો કરવો, ખુદાની પનાહ; મુસલમાનો પાસે લઢાઈનો પુરતો સામાન ન હતો, અને ખાવા પીવાનો પણ કંઇ બંદોબસ્ત ન હતો. અહીંઆ પોતાના જીવ જોખમમાં; તો ત્યાં મદીનામાં બાલ બચ્ચાઓની બરબાદીની બીક; છતાં બધી મુશ્કેલીઓ સહન કરી, ખુદા અને રસુલ (સ) ના પ્રેમાળ સિપાહીઓ બરાબર કામ કરતા રહ્યા, અને જ્યાં સુધી

ખાઇ તૈયાર થઇ નહિ, ત્યાં સુધી આરામ લીધો નહિ. એવામાં દુશ્મન પણ પોતાનું લશ્કર લઈ આવી પહોંચ્યો, અને બંન્ને લશ્કરો ખાઈની સામ સામે ગોઠવાઇ ગયા. ઇંટ પત્તથર અને તીરોથી બંન્ને તરફથી મુકાબિલો થતો રહ્યો. ખાઇએ મુસલમાનોને ઘણી મદદ કરી, ખાઇમાં જો કોઇ ઉતર્યો કે મુસલમાનોએ પત્તથર અને ઇંટો વડે તેને ઠીક કરી નાંખ્યો; એક તો આ ખાઇએ દુશ્મનોના લશ્કર નો મોટો અટકાવ કર્યો હતો, અને બીજી તરફ સદભાગ્યે કુરયશીઓ અને યાહુદીઓ વચ્ચે આપસમાં મારામારી ચાલી, જેથી દુશ્મનો હિમ્મત હારી ગયા, અને વધુમાં રાત્રે એવી સખ્ત આંધી ચાલી, અને એટલો સખ્ત વરસાદ પડયો કે દુશ્મનોના બધા તંબુઓ ઉખડી ગયા, અને લશ્કરમાં સખત ભંગાણ પડયું. અંતે દુશ્મનોને નાસવું પડયું. લશ્કરનો સરદાર અબુસુફયાન સૌથી પ્રથમ નાસી ગયો, અને મુસલમાનો આનંદ પામતા ઘર તરફ પાછા ફર્યા.

## હરમની ઝયારત માટે કોલકરાર.

મુસલમાનોને પોતાના બાપદાદાના વતનનો ત્યાગ કર્યાને ઘણા વરસો વીતી ગયા હતા. તેઓને વતન યાદ આવ્યું, અને મક્કાના પ્રેમે વ્યાકુળ બનાવ્યા. સાથેજ સાથે હરમની ઝયારતનો પણ શોખ વધતો ગયો. મુસલમાનો કહેતા હતા, હે! ખુદા! બીજી કોમોના લોકો જ્યારે ઇચ્છે

ત્યારે વગર શંકતાએ કાબામાં જઇ શકે, અને અમોજ છીએ કે જેઓ માટે કાબાનો તવાફ તો શું, પણ મક્કામાં દાખલ થવાની પણ મનાઇ છે. મુસલમાનો ઘણા કંટાળી ગયા, અને છેવટે એવો નિર્ણય કર્યો, કે ગમે તેવી મુશ્કેલીઓ સહન કરવી પડે, પણ ઝયારત માટે જરૂર જઇશું. તેથી તયારીઓ શરૂ થઇ ગઈ, નક્કી થએલા દીવસે હ. મુહમ્મદ (સ) પંદરસો માણુસો સાથે ઝયારત માટે મક્કા તરફ ઉપડી ગયા, અને કુરબાની માટે ૮૦ ઉંટ પણ સાથે લેવામાં આવ્યા. આપે હુકુમ આપ્યો હતો કે કોઇએ હથીઆર સાથે લેવા નહિ, નહિ તો મક્કાવાસીઓને લડાઇ માટે શંકા પડશે. પરંતુ તેઓ એવા શંકાશીલ હતા, કે જ્યારે તેઓએ સાંભળ્યું કે મુસલમાનો મક્કે આવે છે, ત્યારે યુદ્ધની તૈયારીઓ કરવા લાગી ગયા. હ. મુહમ્મદ (સ) જ્યારે મક્કાની પાસે પહોંચ્યા, ત્યારે આપે મક્કાવાસીઓની સ્થિતિ જાણી, ત્યાંજ થોભી ગયા, અને એક કાસિદને મક્કે રવાના કર્યો, જે તેઓને જઇને સમજાણુ પાડે, કે અમો ફકત કાબાના તવાફ માટે આવ્યા છીએ, લડવા માટે આવ્યા નથી, જેથી અમો હથીઆરો પણ સાથે લાવ્યા નથી. તમો તમારો કોઇ માણુસ મોકલો અને તપાસ કરાવો, કે અમો સાચું બોલીએ છીએ કે જુઠું. પરંતુ મક્કાવાસીઓ ક્યાં કોઇની વાત માનતા હતા. તેઓએ કહ્યું કે પહેલાં અમારી સાથે કરારનામું કરો, પછી મક્કામાં

પેઠવા દઈશું. છેવટે નીચે લખેલી શરતો કરવામાં આવી. (૧) આ વરસે મુસલમાનો પાછા ચાલ્યા જાય, અને જો કદાચ આવતા વરસે આવશે તો ઝયારત કરવાની રજા આપવામાં આવશે. (૨) ત્રણ દિવસથી વધુ મક્કામાં રહેવા દેવામાં આવશે નહિ. (૩) હથીઆરો સાથે લાવવાની સખ્ત મનાઈ છે. (૪) જો કોઇ મક્કાનો માણસ તેઓની રજા સિવાય મુસલમાનો પાસે ચાલ્યો જાય તો તેને તરતજ પાછો આપવો પડશે, પરંતુ કોઇ મુસલમાન નાસી જઈને મક્કામાં આવે તો મક્કાવાસીઓ તેને પાછો આપશે નહિ. (૫) દસ વરસ સુધી બંન્ને પાર્ટીઓ એક બીજા ઉપર હુમલો કરી શકશે નહિ (૬) કુરયશીઓ મુસલમાનોના ઓહ્દેદારોથી લઢશે નહિ, અને મુસલમાનો કુરયશીઓના તરફદારોથી કોઇ પણ પ્રકારનો ઝગડો કરે નહિ. મુસલમાનોની મોટી સંખ્યા આ કરારનામા વિરૂદ્ધ હતી, કે આવા કરારનામા ઉપર સહીઓ કરવાથી અને આવી શરતો મંજુર કરવાથી આપણી નબળાઈ ગણાશે. હ. મુહમ્મદ (સ) એ બધાને સમજાવ્યા કે ભાઈઓ ! શું તમોને શંકા છે, કે કોઇ મુસલમાન આપણામાંથી નાસીને ત્યાં ચાલ્યો જશે ? બધાએ એકી અવાજે કહ્યું નહિ, કદિ નહિ; પછી આપે ફરમાવ્યું, કે જો કોઇ તેમનો માણસ નાસીને અમારી પાસે આવે, તો તે અમારા શા કામનો છે, આપણને તેને પાસે રાખવાની કંઇ જરૂર છે ? બધાએ કહ્યું કંઇ નહિ. તો

પછી આ શરતો ને માની લેવામાં શો વાંધો છે. બીજી શરતો માટે અમો પોતે તૈયાર છીએ. અમો હથીઆર પહેલાથીજ લાવ્યા નથી, અને લાવીશું પણ નહિ, અમારી નિષ્ઠા પવિત્ર છે, અમો ફક્ત હરમની ઝયારત માટે આવીશું. નહિ કે લઢવા માટે; તેમજ ત્રણ દિવસ રહેવાની શરતમાં પણ કંઇ વાંધો નથી, અમારા માટે ત્રણ પહોર પણ બસ છે, અમો મુસલમાન છીએ, ઝગડાને પસંદ કરતા નથી. જો આ કરારનામું નહિ લખવામાં આવે તો ઝગડો વધી પડશે, અને મોટી લડાઇ જાગશે, અને ખુદાના બંદાઓનું નકામું ખૂન થશે. માટે આ કરારનામું મંઝુર કરવામાંજ ભલાઈ છે. બધાએ હા પાડી. એટલે હ. મુહમ્મદ (સ) એ તેના ઉપર સહી કરી આપી, અને મુસલમાનો પાછા મદીને ચાલ્યા ગયા.

## ઇસ્લામી એલચીઓ પરદેશમાં.

હવે હિજાઝમાં ઇસ્લામનો પાયો મઝબુત થઇ ગયો હતો, અને તેને કુરયશીઓનું વંટોળીયું કે યાહુદીઓનું તોફાન કંઇ નુકશાન પહોંચાડી શકે તેમ ન હતું. હવે આપે બહારના દેશો તરફ દ્રષ્ટિ કરી, કારણ કે આપ ખુદાનો પયગામ (સંદેશો) લાવ્યા હતા, તે માટે આપની ફરજ હતી કે તે ખુદાઇ સંદેશાને જગતના દરેક ભાગોમાં પહોંચાડવો. તે માટે આપે અરબસ્તાનના આસપાસના

દેશોના બાદશાહોને પોતાના એલચીઓ મારફત દઅવતે ઇસ્લામના કાગળો રવાના કર્યા. જેના ઉપર " મુહમ્મદુર-રસુલુલ્લાહ "ની મોહર લાગેલી હતી. આપે એલચીઓને હબશ, ઇરાન, રોમ, શામ, અને મિસર તરફ રવાના કર્યા, તેમાં ચોખ્ખી રીતે લખેલું હતું હતું, કે "મોકલનાર મુહમ્મદ (સ) જે ખુદાનો બંદો છે, અને ખુદાનો રસુલ છે, માટે માલમ થાય કે આખી દુનીયા ખુદાની છે, અને તમો તેના બંદા છો, હું તમારો તેની તરફ ધ્યાન ખેંચું છું, તેના ઉપર ઇમાન લાઓ—તેનો સ્વીકાર કરો અને તેનાથી લાભ મેળવો" હબશના બાદશાહે તો જ્યારે આપની રિસાલત વિષે વાત સાંભળી હતી, ત્યારથીજ ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો, પરંતુ અત્રે તેણે ઝાહિર રીતે ઇસ્લામનો સ્વીકાર કર્યો. રોમના બાદશાહે મુહમ્મદી એલચીનો સારી રીતે સત્કાર કર્યો, અને ઉત્તમ ભેટો આપી રવાના કર્યો, તેમજ ખાનગી રીતે ઇસ્લામનો સ્વીકાર કર્યો, કારણ કે તેની આસપાસમાં બધા ઇસાઇઓ વસતા હતા, અને જો ઝાહિર રીતે મુસલમાન થાય તો રાજ્યમાં બળવો થવાનો સંભવ હતો. જો કે ઇરાનના બાદશાહે એલચીને સીધો જવાબ આપ્યો નહિ, પરંતુ ખુદાએ તેની સઝા તને જલ્દીથી આપી દીધી.

## જંગે ખયબર.

યાહુદીઓએ મુસલમાનો સાથે પાછી છેડછાડ શરૂ કરી, અને એક ભારે લશ્કર તૈયાર કરવાની પણ ગોઠવણ

કરી. તેઓએ આ કાર્ય એવી રીતે કર્યું કે મુસલમાનો તેનાથી તદ્દન અજાણ્યુ રહ્યા. આ લોકોએ મકકાના પણ કેટલાક કબીલાઓને સાથે લીધા હતા. અને નકકી કર્યું હતું કે એક વખત મુસલમાનોને સખ્ત રીતે હરાવવા જોઇએ, નહિં તો ભવિષ્યમાં તેઓનું જોર વધી જશે. પરંતુ સુભાગ્યે મુસલમાનોને આ વાતની ખબર પડી ગઇ, અને તેઓ ૧૪૦૦ મુસલમાનોનું લશ્કર લઇ કિલ્લાઓ ઉપર ચઢી આવ્યા, અને એક પછી એક બધા કિલ્લાઓને સર કર્યા, ફકત ખયબરનો કિલ્લો બાકી રહી રહી ગયો. યાહુદીઓના બચાવની આ મોટી જગ્યા હતા. તેઓ કિલ્લાના બારણા બંધ કરી અંદર ભરાઇ બેઠા. અને બંન્ને લશ્કરો અંદર બહાર લઢાઈ માટે ગોઠવાઇ ગયા, પરંતુ યાહુદીઓ કિલ્લાની બહાર નીકળ્યા નહિ. એવામાં હ. અલી (ર) આવી પહોંચ્યા, જેઓ નાદુરસ્ત તબીયતના લીધે સાથે આવી શકયા ન હતા. હ. અલી ને આવેલા જોઈ હ. મુહમ્મદ (સ) ઘણા ખુશ થયા. અત્રે પણ આપની તબીયત સારી નહિ હોવા છતાં આપ હથીઆર બાંધી લાલ પોશાક પહેરી, અલ્લાહો અકબરની ગર્જના કરી મયદાનમાં આવ્યા. હ. અલી (ર) જ્યારે કિલ્લાના દરવાજા નીચે પહોંચ્યા તો, કિલ્લાના સરદારનો ભાઈ પોતે મુકાબિલા માટે નીકળી આવ્યો. હ. અલીએ તેને એક એવો ઘા કર્યો, કે તે મરણ પામ્યો, અને કિલ્લાના આગળજ ઢગલો થઇને પડી ગયો. કિલ્લાના

સરદારે જ્યારે પોતાના ભાઈની આ સ્થિતિ જોઈ તો તે લશ્કર સાથે બહાર નીકળી આવ્યો. બન્ને લશ્કર વચ્ચે સખત મારામારી ચાલી, અંતે હ. અલીએ સરદાર મરહબ ઉપર ઝુલ્ફિકારનો એવો વાર કર્યો કે તેને માથાથી પગ સુધી ચીરી નાંખી બે કકડા કરી દીધા. લશ્કરે જ્યારે આ બનાવ જોયો, તો તેઓ પાછા નાસી જઈ કિલ્લામાં ભરાઈ બેઠા. હ. અલી (ર) એ કિલ્લા ઉપર હલ્લો કરી દીધો, અને મુસલમાનોએ ઘણીજ હિમ્મતથી કિલ્લાનો દરવાજો તોડી નાંખ્યો, અને અંદર પેસી ગયા. હ. અલી (ર)એ બારણું તોડવામાં મોટું બળ વાપર્યું હતું, કે સિપાહીઓ તેમનું બળ જોઇ દંગ થઇ ગયા. છેવટે યાહુદીઓએ માફી માગી, એટલે હ. મુહમ્મદ (સ) એ બધાને એકી સાથે માફી આપી, અને કહેવા લાગ્યા, કે જે ધર્મ તમને સારો લાગે, અને જેના ઉપર તમારો વિશ્વાસ હોય તેને ગ્રહણ કરો, ઇસ્લામ કોઇના ઉપર બળજોરી કરવાનું શીખવાડતો નથી, અને કુરઆન કોઇના ઉપર સખ્તી કરવાનું શિક્ષણ આપતો નથી. પરંતુ હું તમને એટલું જરૂર કહીશ, કે હું ખુદાનો પયગંબર છું, અને તેનો પયગામ ( સંદેશો ) લાવ્યો છું, તે માટે સાંભળો, અને તેનાથી લાભ મેળવો, ખુદાની ઝાતને ઓળખો, અને યાદ રાખો કે તેનો કોઇ સાથી નથી. "લાયલાહા ઇલલિલ્લાહ."

## ઝયનબનું ઝહેર આપવું.

ખયબરના યુદ્ધમાં ઝયનબ નામની સ્ત્રીના કેટલાક સગા સ્નેહીઓ માર્યા ગયા હતા, તેથી તે હ. મુહમ્મદ (સ) થી ઘણો વેર રાખતી હતી. એક દિવસે તેણે આપના ખાણામાં ઝેર મેળવી દીધો. આપે જ્યારે ખાણું ખાવાનું શરૂ કર્યું, તો ખાણાનો સ્વાદ બદલાઈ ગએલો માલમ પડવાથી આપે ખાવાનું બંધ કર્યું, અને અસહાબોને પણ ખાવાની મનાઇ કરી. જ્યારે તપાસ કરી તો માલમ પડયું કે ઝયનબે તેમાં ઝહેર મેળવ્યું છે, ઝયનબને બોલાવી પુછવામાં આવ્યું એટલે તેણે કબુલ કર્યું, અને કહેવા લાગી કે મેં વિચાર કર્યો હતો કે જો હ. મુહમ્મદ (સ) ખરેખર ખુદાના રસુલ છે, તો તેમને આ વાતની ખબર પડી જશે. અને જો ખબર નહિ પડે તો મારા સગા સ્નેહીઓના ખૂનનો બદલો મળી જશે. રસુલે ખુદાએ જ્યારે આ વાત સાંભળી તો તેનો ગુનોહ મુઆફ કરી દીધો. જો કે તેની અસર આપના શરીરમાં રહી ગઈ, અને વખતોવખત તેની પીડાની આપ ફરીયાદ કરતા, પરંતુ ઝયનબને એક શબ્દ પણ કહેતા નહિ.

## ગસ્સાનના બાદશાહનો ઇસ્લામ સ્વીકાર.

આ સમયમાં હ. મુહમ્મદ (સ)એ ગસ્સાનના બાદશાહને ઇસ્લામનો પયગામ મોકલ્યો. તે આપની રિસાલત

અને ઇસ્લામની ચર્ચા પહેલાં સાંભળી ચુકયો હતો, જ્યારે ઇસ્લામી એલચી તેની પાસે પહોંચ્યો, ત્યારે તે ઘણોજ આનંદ પામ્યો, અને ઇસ્લામનો સ્વીકાર કરી લીધો. હ. ઉમર ( રદી ) ના સમયમાં એવો બનાવ બન્યો, કે મજકુર બાદશાહે પોતાની બાદશાહીની મગરૂરીમાં એક ગરીબ મુ-સલમાનને એક તમાચો માર્યો, એટલે હ. ઉમર ( રદી ) એ હુકમ આપ્યો કે જ્યાં સુધી તું તેને ખુશી નહી કરી લે, ત્યાં સુધી આ પાપ તારા માથે રહેશે, અને તારા સાથે પણ એવોજ વર્તાવ કરવામાં આવશે, જેવો કે તેં આ ગરીબ મુસ્લિમ સાથે કર્યો છે. તું ખરેખર બાદશાહ છે, પરંતુ ઈસ્લામની દ્રષ્ટિમાં તું ગુનેહગાર છે, અને સજા પાત્ર છે. બાદશાહ કચવાયો, અને કહેવા લાગ્યો, કે આ ઈસ્લામ પણ શું ગઝબ કરે છે, કે મારા જેવા બાદશાહને પોતાની રૈયતના માણુસને એક તમાચો પણ મારવાનો હક નથી. આ વિચિત્ર પ્રકારનો ઈસ્લામ છે, કે નાના મોટામાં કોઇ પ્રકારનો ભેદભાવ નથી, અને હાકિમ તેમજ રૈયતને એક સરખા ગણુવામાં આવે; ઉમર ( રદી ) એ કહ્યું, ઈસ્લામ સભ્યતા અને ઈન્સાફ ઉપર રચાયલો છે, તે માટેજ અહીંઆ બાદશાહ અને ફકીરનો સરખો દરજ્જો છે. બાદશાહ ઘણોજ ઘભરાયો અને વિચાર કરવા લાગ્યો, કે જો હું પાછો મુર્તદ થઇ જાઉં તો તેમાં કાંઇ લાભ નથી, અને જો મુસલમાન હું તો મને આવા પ્રકારના બંધનોમાં જકડાઇ રહેવું

પડશે, તેથી તે પોતાની સલ્તનતનો તેમજ ઇસ્લામનો ત્યાગ કરી શામના પ્રદેશ તરફ નાસી છુટયો. કહેવાય છે કે તે મૃત્યુ પહેલાં પાછો મુસલમાન થઈ ગયો હતો.

હરમના દર્શને.

હવે મક્કાની ઝિયારતના કોલકરારને એક વરસ વીતી જવાથી મુસલમાનો મક્કે આવ્યા. ત્યાં ત્રણ દિવસ રહી બધી ક્રીયાઓ પૂર્ણ કરી. બીજી કોમોની માફક મક્કાના દર્શન માટે મુસલમાનો પણ હકદાર હતા, પરંતુ મક્કાના કુફ્ફારો અત્યંત અજ્ઞાન અને હઠીલા હોવાથી દરેક વખતે કંઇને કંઇ આડ લાવી ઝગડા માટે તૈયાર થઇ જતા. હ. મુહમ્મદ ( સલ. ) ઘણા ખુશી થયા કે, મુસલમાનો કંઇ પણ વિઘ્ન સિવાય કાબાના દર્શન કરવા ભાગ્યવંત થયા. તેના આભાર માટે આપે મક્કાવાસીઓને જમણ આપવા વિચાર કર્યો, અને તેઓને તેના સ્વીકાર માટે વિનંતી કરી. આપે વિચાર કર્યો કે જમણ આપવાથી એક બીજાના હૃદયમાં જે બુરાઇઓ હશે, તે નીકળી જશે, અને ભવિષ્યમાં એક બીજાનો સંબંધ પણ સારો થઇ જશે. પરંતુ કુરયશીઓ અજ્ઞાનતાના સુરમાં કોઇનું કયાં સાંભળે એવા હતા; તેઓ કહેવા લાગ્યા કે ત્રણ દિવસની મુદત પૂર્ણ થઇ ગઇ છે માટે શહેરના બહાર ચાલ્યા જાવ. આપ વગર વિલંબે શહેર બહાર ચાલ્યા ગયા, અને ત્યાં જઇ પોતાના

તંબુઓ નાંખી દીધા. કેટલાક લોકો આપની આ ઉત્તમ વર્તણુંક જોઇ ઘણો અચંબો પામ્યા, અને કેટલાક લોકો ઇસ્લામથી પાવન થયા. ખાલિદ કે જેઓ જંગે ઓહદમાં આપના ખૂનના તરસ્યા હતા, તેમણે આજે ઇસ્લામનો સ્વિકાર કરી લીધો. તેમજ ઉમર બિન આસ પણ મુસલમાન થઇ ગયા. આ બંન્ને મક્કાના નામાંકિત અને મશહુર માણસો હતા, અને ઇસ્લામ પ્રાપ્તી પછી પણ તેઓએ પહેલાં કરતાં વધુ નામના મેળવી.

## જંગે મવતા.

હ. મુહમ્મદ (સ) એ બસરાના હાકિમ તરફ હારિસ નામના એલચીને રવાના કર્યો. જેમને રસ્તામાં શજર બિન ઉમર નામનો ઇસાઇ મળ્યો, જે કયસના દરબારનો અમીર હતો. તે પોતાની ઇમારત માટે ઘણો મગરૂર હતો અને મુસલમાનો નો કટ્ટો શત્રુ હતો. મુસલમાન એલચીને રસ્તામાં એકલો જોઇ કત્લ કરાવી નંખાવ્યો. હારિસના વગર કારણે માર્યા જવાથી આપને ઘણી દિલગીરી થઇ. એલચીનું માર્યા જવું કંઇ નાની વાત નોહતી, કે જેના માટે દરગુજર કરવામાં આવે. આવા સમયે ચુપ રહેવાથી રાજ્ય કારભારની વ્યવસ્થામાં ખલલ પડતો હોવાથી, આપે વિચાર કરી દુશ્મનને પાઠ શીખવાડવા, હુમલાનો હુકમ આપી દીધો, કે જેથી કોઇ નિર્દોષ મુસ્લિમને બીજી વખત મારવામાં ન

આવે. ઈસ્લામ ઉપર કુરબાન થનાર ત્રણ હઝાર મુસ્લિમ લડવૈયાઓ મયદાને નીકળી આવ્યા. દુશ્મનનું લશ્કર પણ બીજી તરફથી ચઢી આવતું હતું. છેવટે મવતા આગળ ભેટો થઇ ગયો. બંન્ને લશ્કરોએ લાઇનો ગોઠવી મ્યાનમાંથી તરવારો કાઢી, લઢવા મંડી પડયા. લડાઇ એવી સખ્ત ચાલી કે લોહીની નદીઓ વ્હેવા લાગી, અંતે શજરીલનો ભાઈ માર્યો ગયો, અને શજરીલ નાસી ગયો. તેણે એલચીને મારી નાંખવું સ્હેલ સમજ્યું હતું, પણ હવે જીવ બચાવવો પણ ભારે થઇ પડયો. તેણે નાસી જઇ એક કિલ્લામાં આશ્રય લીધો, અને હરકુલ પાસે મદદ માંગી, હરકુલ મેસોપોટેમીયાનો હાકિમ હતો, તેણે મદદ માટે એક મહાન ફોજ રવાના કરી. એક લાખ ઈસાઈઓ અને ત્રણ હઝાર મુસ્લિમો લઢાઈ માટે સામસામે ઉભા થઇ ગયા. મુસલમાનો આટલું મોટું લશ્કર જોઇ ગભરાઇ ગયા અને કહેવા લાગ્યા. હે! ખુદા અમો તો ધારતા હતા કે અમો જીત્યા, પણ આ શું થઈ ગયું; આ બલા કયાંથી આવી. યા! રસુલુલ્લાહ! અમારી મદદે આવ, હવે અમો બચી શકીએ તેમ નથી. દુશ્મન અમોને છુંદી નાંખશે, અમારામાંથી કોઇ પણ માણસ બચીને જઇ શકે તેમ નથી. હે! ખુદા અમારી મદદ કર! અને અમોને બચાવ! મુસલમાનો વિચાર કરતા હતા કે તેવામાં એક અબદુલ્લા બિન રવાહ નામનો શુરવીર માણસ પોકાર્યો. હે! મુસલમાનો! તમોને

શું થઇ ગયું છે; શું આજે તમો કંઈ નવા લડવાં આવ્યા છો; દુશ્મનનું લશ્કર જોઇ એટલાબધા ઘભરાઇ ગયા છો! શું! તમને એ ખબર નથી; કે દુશ્મનનું બળ તેના લશ્કર ઉપર છે, પરંતુ અમારી હિમ્મત અમારા ઈમાન ઉપર છે; શહાદતનો પ્રેમ અમને અહીંઆં લાવ્યો છે, અમારો ખુદા અને રસુલ (સ) અમારી સાથે છે. ઇસ્લામના નામ ઉપર મરી જવામાં અમને આનંદ મળશે, નહિ કે જીત મેળવીને ઘેર જવામાં; હે! મુસલમાનો! હે! બહાદુરો!! આવ, નીકળો, વધો, મારો, મરો અને શહાદત મેળવો. બસ! તે આટલું બોલ્યો કે ચારે તરફથી મુસલમાનો એ અલ્લાહો અકબરની ગર્જના કરી. મુસલમાનોના બુઝઈ ગએલા હૃદય પાછા પ્રકાશિત થયા, અને ધર્મનો અગ્ની અંદર સળગી ઉઠયો. દરેક મુસલમાનના હૃદયમાંથી ઇસ્લામના પ્રેમની એવી જ્વાળા નીકળી કે તેના શરીરમાં આગ લાગી ગઇ. સિપેહસાલારના હુકમ આપતાની સાથેજ ત્રણ હજાર માણુસો એક લાખ માણુસો ઉપર ટુટી પડયા, અને કાપી કાપીને ઢગલો કરી દીધો.

શિકસ્તો ફત્હ નસીબોંસે હય વલે અય અમીર
મુકાબિલા તો દિલે નાંતવાંને ખુબ કીયા.

મુસલમાનો એવા જીવતોડ લઢયા, જાણે મયદાનથી બચીને પાછા જવું પાપ છે. પરંતુ એક ડગલું પણ પાછા

ખસ્યા નહિ. ઈસાઈઓ આ સ્થિતિ જોઇ અચંબો પામ્યા અને કહેવા લાગ્યા કે આ લોકો મનુષ્ય છે કે માટીના પૂતળા છે, તેઓને શું થયું છે, તેઓને મરવા માટે એટલો બધો પ્રેમ શા માટે છે, અમો સમજ્યા હતા કે તેઓ ક્યાં સુધી લડશે, કારણ કે અમો એક લાખ છીએ, અને તેઓ ફક્ત ત્રણ હજાર છે. અમો તો થાકીને ચૂર થઇ ગયા છીએ, અને તેઓ તો વાર ઉપર વાર કરેજ જાય છે. મુસલમાનોની દ્રઢતાનો ભેદ તેઓ જાણી શક્યા નહિ મુસલમાનોમાં જે નવો આત્મા ફુંકવામાં આવ્યો હતો, તેનાથી ઈસાઇઓ તદ્દન અજાણ હતા. એવામાં સંધ્યાકાળ થવાથી લડાઈ બંધ થઈ ગઇ. રાત્રે મુસલમાનોની જે નાની સંખ્યા બાકી રહી ગઇ હતી, તેઓએ સલાહ કરી, કે સવાર થતાંજ પાછો હલ્લો કરી દેવો, અને આપણા સાથીઓની માફક શહાદત પ્રાપ્ત કરવી. ઈસાઇઓની આટલી મોટી સંખ્યા હોવા છતાં, વિચારમાં પડી ગયા કે હવે લડીશું કે પાછા વળીશું! તેઓ સારી રીતે જાણતા હતા કે જ્યાં સુધી નામનો પણ એક મુસલમાન બાકી રહેશે, તોપણ આગળ વધવા નહિ દે. બીજી તરફ મુસલમાનોના ત્રણ સિપેહસાલાર માર્યા ગયા હતા, હવે ચોથા હ. ખાલિદ હતા. તેઓએ ઝંડો લેતાં પહેલાં એ કામ કર્યું કે પ્રાત:કાળે લશ્કરને ની લાઇનોમાં ફેરફાર કરી દીધો, અને સિપાહીઓને આગળ પાછળ કરી દીધા, જેઓ થાકી ગયા હતા

તેઓને પાછળ ઉભા કરી દીધા, અને પાછળના માણુસો ને આગળ લાવી ઉભા કરી દીધા. દુશ્મને જ્યારે આ નવી વ્યવસ્થા જોઇ, તો સમજ્યા કે મદદ આવી પહોંચી. પ્રથમથીજ તેઓ હિમ્મત હારી ગયા હતા. તેથી તેઓ નાસી ગયા, એવા નાઠા કે કોઈ જગ્યાએ ઉભા પણ ન રહ્યા. મવતાનો મયદાન મુસલમાનોના હાથમાં રહ્યો, આવી રીતે મુસલમાનોએ જીત મેળવી.

## હ. ખાલિદ ને સયફુલ્લાનો ખિતાબ.

જંગે મવતામાં રસુલે કરીમ (સ) એ પોતાનો અલમ (ઝંડો) હ. ઝયદ. (ર) ના હાથમાં આપ્યો હતો. જ્યારે તેઓ લઢતા લઢતા શહીદ થયા, ત્યારે હ. જાફર (ર) એ અલમ લઈ લીધો છેવટે તેઓ પણ શહીદ થઇ ગયા. આ બંન્નેના શહીદ થયા પછી આપનો નિશાન હ. અબ્દુલ્લા બિન રવાહ (ર) એ લીધો. આ ત્રણે સિપેહસાલારોને હ. મુહમ્મદ (સ) એ ચૂંટી ને મોકલ્યા હતા. આ ત્રણેના શહીદ થયા પછી, લશ્કરનો સરદાર કોઇ નહિ હોવાથી સિપાહીઓએ પોતે ખાલિદ (ર) ને ચૂંટી કાઢયા, અને અલમ તેમના હાથમાં આપી દીધો, તેઓએ લશ્કરની એવી સરસ વ્યવસ્થા કરી, કે દુશ્મનના એક લાખ માણુસોમાંથી પોતાના માણુસોને સ્હેલાઇથી બચાવી લાવ્યા. તે માટે હ. મુહમ્મદ (સ) એ તેના બદલામાં તેમને સયફુલ્લાનો ખિતાબ આપ્યો.

## મકકાના કરારનામાનું ઉલ્લંઘન.

મકકાના કરારનામાની શરતોમાં એક એવી શરત હતી કે કુરયશીઓ મુસલમાનોના ઓઘ્ધેદારોથી લઢે નહિ, અને મુસલમાનો કુરયશીઓના તરફદારોથી કોઇ પ્રકારનો ઝગડો કરે નહિ. અત્રે એવો બનાવ બન્યો કે મકકાની પાસે ખિઝાઅ અને બનીબકકર નામના બે કબીલાઓ રહેતા હતા. તેઓ વચ્ચે ઝગડો શરૂ થઇ ગયો. ખિઝાઅ હ. મુહમ્મદ (સ)ના તરફદાર હતા, અને બની બકકર કુરયશીઓના તરફદાર હતા. હવે થવું એમ જોઇતું હતું કે બન્ને પક્ષો આવા ઝગડામાં ન પડતાં, પોતપોતાના કોલકરાર ઉપર કાયમ રહેતા. પરંતુ મકકાવાસીઓએ કરેલા કોલકરાર ઉપર પાણી ફેરવી નાંખ્યું, અને બની બકકરના કબીલાને દરેક પ્રકારની મદદ આપી. બલકે તેઓની સાથે ખિઝાઅના કબીલા સામે લઢાઇમાં પણ ઉતર્યા. અને કરારનામાની શરતોનો ભંગ કર્યો.

શરહો આઇન પર મદાર નહી,
અયસે કાફિર કા કયા કરે કોઈ,

જ્યારે કુરયશીઓએ કરારનામાનો ભંગ કર્યો, ત્યારે ખિઝાઅ ના કબીલાએ એક કાસિદને હ. મુહમ્મદ (સ) પાસે મદીને મોકલ્યો. તેણે આવી કહ્યું કે અમારા માથા ઉપર મોટી આફત આવી પડી છે, અને કુરયશીઓએ કરાર નામાનો ભંગ કર્યો છે, માટે આપ અમારી મદદ

કરશો. જો આપ આ સમયે અમોને મદદ કરશો, તો અમો આપનો મોટો ઉપકાર માનીશું. કાસિદે એક બીજી બાબત પણ કહી સંભળાવી કે કુરયશીઓ લઢતા લઢતા હરમ શરીફમાં જઇ ઘુસ્યા, અને કેટલાક માણસોને ખાનએ કાબામાં પણ કત્લ કર્યા. જોકે હ. ઇબ્રાહીમ (અ) ના સમય થી એવો રિવાજ ચાલ્યો આવતો હતો, કે જો કોઇ માણસ ગુનોહ કરી ખાનએ કાબામાં આવી આશ્રય લે, તેને પકડવામાં આવતો નહિ. આ પવિત્ર જગ્યા ને આટલી બધી માનની દ્રષ્ટિએ જોવામાં આવતી, પરંતુ આ જંગલીઓએ ત્યાં માણસોનું લોહી વહેવડાવ્યું.

કાફિર કી દેખો શોખી ઘરમેં ખુદા કે મારા.

મદની સરકારે ફરમાવ્યું, કે આ લોકો હવે હદ ઓળંગી ગયા છે, અને તેમના પાપોની નૌકા ભરાઇ ગઇ છે. આ જગ્યા મુતર્દો માટે નથી, પણ મુસ્લિમોની પ્રાર્થના કરવાની જગ્યા છે, આપે કાસિદને ફરમાવ્યું કે ખરેખર તેઓએ શરતોનું ઉલ્લંઘન કર્યું છે, અને તમો મદદને લાયક છો. હવે હું જો તમારી મદદ ન કરૂં તો હે! ખુદા! તું મારી મદદ ન કરજે. એમ કહી આપે મક્કા ઉપર ચઢાઇનો હુકમ આપી દીધો.

## મક્કા તરફ કુચ.

રસુલે કરીમ (સ) એ લઢાઇની ખબર મક્કાવાસીઓ થી છાની રાખી, કુચનો હુકમ આપી દીધો. લશ્કર મોટી

બામકુસથી પયગંબરી ધ્વજ ઉપાડી, અહેમદી ધ્વજ ફરકાવતાં મકકા તરફ રવાના થયો. જેજે જગ્યાએથી અહેમદી લશ્કર પસાર થતું, ત્યાંના મુસલમાનો સાથે થતા જતા હતા. કેમ સાથે ન થાય ! કારણ કે આ મકકા ઉપર ચ- ઢાઈ હતી. તે મકકા કે જ્યાં કુરયશીઓ મુસલમાનોને ગુ- લામથી વધુ નીચ સમજતા હતા. તે મકકા કે જ્યાં દરેક કોમના માણુસો ઝયારત (દર્શન) માટે જતા હતા, પરંતુ મુસલમાનોને ત્યાં પગ ધરવાની પણ મનાઈ હતી. તે મકકા જે સેંકડો વરસ સુધી મુસલમાનોના બાપદાદાનું વતન રહ્યું હોય, છતાં ઇસ્લામનો સ્વીકાર કરવાના કારણે, તેઓને મારી મારીને હાંકી કાઢવામાં આવતા હતાં. તે મકકા કે જ્યાં મુસલમાનોની છાતીઓ ઉપર મોટા મોટા પત્તથરો રાખી ગરમ રેતી ઉપર સુવાડી ઝુલ્મ કરવામાં આવતો હતો. તે એજ મકકા છે, કે જેની ઉપર આજે ચઢાઈ હતી. પછી કયો એવો મુસ્લિમ છે કે આ લઢાઇ માં ભાગ ન લે; જેના હૃદયમાં ઇસ્લામની જરાએ લાગણી હતી, તે તરતજ ઉભો થઇ ગયો, અને લશ્કર સાથે જોડાઈ ગયા. મકકે પહોંચતાં સુધી બાર હઝાર મુસલમાનો હથી- આર બંધ અહેમદી ધ્વજ તળે આવી ગયા હતા. મકકાની પાસે પહોંચી લશ્કરે છાવણી નાંખી મકકાના બધા નાકાઓ રોકી લીધા. અત્રે મકકાની ચારે તરફ નવું શહેર વસેલું માલમ પડતું હતું, જ્યાં દ્રષ્ટિ પડતી ત્યાં પ્રકાશજ પ્રકાશ અને

બાબુસજ માણસ માલમ પડતા. મક્કાવાસીઓ ઘોર નિંદ્રામાંથી એકદમ ચોંક્યા, અને જોવા લાગ્યા તો મક્કાના દરેક નાના મોટા નાકાઓ ઘેરી લેવામાં આવ્યા હતા. આ જોઈ મક્કાવાસીઓ અચંબામાં પડયા, અને એક બીજાની સામે આશ્ચર્યની દ્રષ્ટિએ જોવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે આ શું થવા મંડયું છે; એક દિવસ હતો કે આ માણસના ભેજાનો ઈલાજ કરાવવા અમો દરખાસ્તો રજુ કરતા હતા, આજે એ દિવસ છે, કે તે અમારા ભેજાંઓનો ઇલાજ કરવા બાર હજાર માણસો સાથે બારણા આગળ આવી ઉભો છે.

## અબુસુફ્યાનનો ઈસ્લામ સ્વીકાર.

મક્કાવાસીઓ ઘણાજ ગભરાયા, પરંતુ સરદાર અબુ સુફ્યાનના તો હાથ પગ ફુલી ગયા. હવે તે કરે તો શું કરે; અને જાય તો ક્યાં જાય; "ન પાય રફ્તન, ન જાય માનદંન" તે એક માર્ગ ભૂલ્યા વટેમાર્ગુની માફક આમ તેમ નાસતો ફરતો હતો. તે કહેવા લાગ્યો કે હું મારી નજરે જોઉં તો ખરો કે કેટલા માણસો અમારી બરબાદી માટે આવી પહોંચ્યા છે, તે જરા શહેર બહાર નીકળ્યો ત્યાં હ. અબ્બાસ (ર) જોડે તેની મુલાકાત થઇ. અબુસુફ્યાન નમ્રતા પૂર્વક તેમને કહેવા લાગ્યો કે તમારાથી અમારો કંઇ બચાવ થઇ શકતો હોય તો કરો, નહિં તો અમો બરબાદ થઈ જઇશું, અને મક્કાની ઇંટથી ઇંટ ટકરાશે.

હ. અબ્બાસ (ર) એ કહ્યું કે તમો ખુદા ઉપર વિશ્વાસ રાખો, અને તેના ઉપર ઇમાન લાવ, અને આ મૂર્તિઓથી તમારો જીવ બચાવ. ચાલો હું તમોને હ. મુહમ્મદ (સ) પાસે લઇ જાઉં છું, તે જરૂર તમને તમારા બચાવ માટે માર્ગ દેખાડશે, અને તમારી કોમના માથે આવી પડેલી મુસીબત ને દુર કરી દેશે. આ વાતચીત થતી હતી કે હ. ઉમર (ર) એ તેને જોઇ લીધો. તેઓ એવા ગુસ્સે થયા કે ખુલ્લી તરવાર લઇ અબુસુફ્યાનનું માથું કાપવા દોડયા. હ. અબ્બાસે જ્યારે આ બનાવ જોયો ત્યારે તેઓ રસુલે કરીમ (સ.) પાસે દોડયા ગયા અને દરખાસ્ત કરી અબુસુ-ફ્યાન ને નહીં મારવા નો હુકમ લઇ આવી હ. ઉમર પાસે આવી આપનો (સ) હુકમ સંભળાવ્યો. અબુસુફ્યાનનો આવી રીતે બચાવ થવાથી તે હ. મુહમ્મદ (સ) પાસે આવી મુસલમાન થઇ ગયો.

ન કહીં જહાં મેં અમાં મિલી,
જો મિલી તો ક્રિશ્વો કહાં મિલી.

મેરે જુર્મહાય સિયાહ કો,
તેરે અફ્વે બંદે નવાઝમેં,

હ. મુહમ્મદ (સ) એ પોતાના સરદારો અને અબુ સુફ્યાન જોડે વાતચીત કરી એવો હુકમ આપ્યો કે જે માણસ ખાનએ કાબામાં જઇ આશ્રય લેશે, કે અબુસુફ્યાન

ના ઘેર જઇ આશ્રય લેશે, અથવા પોતાના ઘરમાંથી મુકા-
બિલા માટે નહિ નીકળે, તેને આ લડાઇમાં મુસલમાનો
હાથ લગાડશે નહિ. આ ઠરાવથી અબુસુફયાનની ઇજ્જત
મુસલમાનોમાંજ નહીં, પરંતુ બધા અરબવાસીઓમાં થઈ.
આપે હુકમ આપ્યો કે જ્યારે લશ્કર શહેરમાં કૂચ કરે તે
સમયે અબુસુફયાન ને એક ઉંચી જગ્યા ઉપર બેસાડી
દેવો, કે જેથી તે બધી જગ્યાએ જોઇ શકે, અને મક્કા-
વાસીઓને સત્ય બીના સંભળાવી શકે. અબુસુફયાન લશ્ક-
રનો દબદબો જોઈ હ. અબ્બાસ. (ર) ને કહેવા લાગ્યો,
કે તમારા ભત્રીજાને તો મોટી બાદશાહી મળી છે, તેઓએ
જવાબ આપ્યો, કે આ બાદશાહી નથી; પરંતુ પયગંબરી
દબદબો છે.

## અબુસુફયાન મક્કાવાસીઓ તરફ

અબુસુફયાને આપની પાસે રજા માંગી કે મને મક્કે
જવાની પરવાનગી આપવામાં આવે. જેથી હું લશ્કર શહે-
રમાં દાખલ થાય તે પહેલાં શહેરમાં પહોંચી જાઉં, અને
મક્કાવાસીઓને સમજાવવાનો પ્રયત્ન કરૂં. એવું ન થાય કે તે
બેવકુફો મુકાબિલો કરી બેસે, અને પોતાના જીવને જોખ-
મમાં નાંખે. અબુસુફયાન રજા મેળવી મક્કે આવ્યો, અને
કાબામાં ઉભા રહી મોટા અવાજે પોકારવા લાગ્યો, કે હે !
મક્કાવાસીઓ ! જરા મારી વાતને ધ્યાન પૂર્વક સાંભળો,

વખત નાજુક છે, માટે વિચાર કરો. હું હમણા મુસલમા-નોના લશ્કરમાંથી આવ્યો છું, અને હું તમોને એક સલાહ આપવા માગું છું. મને આશા છે કે તમો ધ્યાન પૂર્વક સાંભળશો. હે ! મકકાવાસીઓ ! તમો હઠ ન કરો અને મારી વાતને સાંભળો. તમો મુસલમાનોના લશ્કર જોડે લડવા માટે તદ્દન અશકત છો, એટલે તમારા મુકાબિલાના બધા પ્રયત્નો વ્યર્થ જશે. અને તમો વગર કારણે માર્યા જશો, માટે લડવાનું નામ લેશો નહિ. સાચું પુછો તો એકજ રીતે તમારો બચાવ થઈ શકે છે. જો તમો તમારો અને તમારા બાલ બચ્ચાઓનો બચાવ કરવા ઈચ્છા રાખતા હોવ, તો એક ખુદા ઉપર ઇમાન લઈ આવો, અને આ મૂ-ર્તિઓની પૂજાનો ત્યાગ કરો. આ બધી મુશ્કેલીઓ તેમ-નાજ કારણે આવી પડી છે, આ મૂર્તિઓએ કોના પ્રત્યે વફાદારી દેખાડી છે; તેઓનો ત્યાગ કરો, જેમણે આપણો ત્યાગ કર્યો છે. હે ! મકકાવાસીઓ ! લશ્કર માથા ઉપર આવી રહ્યું છે. આ લશ્કર ખુદાનું છે, અને તેને આજે ખુ-દાના ઘરમાંથી મૂર્તિઓને દુર કરવી છે. આ ઘર ખુદાનું છે. મૂર્તિઓનું નથી. અમો બધા ખુદાના સેવકો છીએ, અને હ. મુહમ્મદ (સ) ખુદાના રસુલ છે. હે ! મારા ભાઈઓ ! મારી વાત ને સાંભળો, ખુદાઈ લશ્કર હમણાં આવી પહોંચશે. હવે જો કોઇ ને આશ્રય લેવો હોય તો ખાનએ કાબામાં જઇ બેસો, અથવા પોતાના ઘરમાં બેસી રહો કે

મારા આશ્રય તળે આવી જાય. નહિં તો માર્યા જશો, અને પશ્ચાતાપ કરશો. હે! મક્કાવાસીઓ! મને ખુદાએ પોતાનો પ્રકાશ અર્પણ કર્યો છે, અને હ. મુહમ્મદ (સ) એ મને મુસલમાન બનાવી લીધો છે.

હમણાં તે કહી રહ્યો હતો કે અબુસુફ્યાનની પત્નિ હિન્દા ત્યાં આવી પહોંચી, અને પોતાના પતિ ને કહેવા લાગી, કે હે! નફ્ફટ! તું તો તારા બાપદાદાના ધર્મનો ત્યાગ કરી બેઠો છે, અને હવે અમોને શા માટે વટલાવે છે. એક તરફ તો અમારી મૂર્તિઓનું આવી બન્યું છે, અને બીજી તરફ તું નવી આફત લાવ્યો છે. ઓ! કોમ દ્રોહી! આ ઐક્યતાનો સમય હતો. બધાની સાથે મળી દુશ્મનના લશ્કરનો મુકાબિલો કરવાનો હતો, ઓ! બેઈમાન! તું મુહમ્મદ (સ) નો જાસુસ છે, હે! મક્કાવાસીઓ! ક્યાં ગઈ તમારી લાગણી અને ક્યાં છે તમારા ધર્મની લાજ! આવો, વધો, આને પકડો, અને મારો, તેને જવા ન દો, તેને જાનથી મારી નાંખો.

## મક્કાની ફતેહ.

અહીંઆં એવું તોફાન જાગ્યું કે લોકો અબુસુફ્યાનના કકડા કરી નાંખતા, પરંતુ અત્રે પોકાર થયો કે મુહમ્મદી લશ્કર દરવાજા પાસે આવી પહોંચ્યો છે. આ પોકાર સાંભળતાંજ લોકો આશ્રય લેવા દોડી ગયા, અમે જોતજોતામાં

બધા વિખરાઇ ગયા, અને પોતપોતાની જગ્યાએ ચાલ્યા ગયા. મુહમ્મદી ધ્વજ ઇસ્લામના સીંહ હ. ખાલિદ (ર) પાસે હતું, અને રસુલે કરીમ (સ.) પોતે કુસવા નામની સાંઢણી ઉપર સવાર હતા. આપે કાળો પોશાક પહેર્યો હતો અને આપની આજુબાજુ બાર હજાર માણસો ખુલ્લી તરવારે નેજાઓ ઝુલાવતાં, અને ઇસ્લામી ધ્વજ ફરકાવતાં ઇસ્લામના નામ ઉપર શેટ ચઢી જનાર; હ. મુહમ્મદ (સ) ના પ્રેમમાં મસ્ત, બરાબર ચાલ્યા આવતા હતા. લશ્કર અલ્લાહો અકબરના પોકારો કરતું દરવાજા પાસે આવી પહોંચ્યું, અને વગર રોકાણે શહેરમાં દાખલ થઇ ગયું. અત્યારે પણ પેલા અબુજહેલનો દીકરો અકરમા પોતાની જિહાલત—બેવકુફી દેખાડયા વગર રહ્યો નહિ. તેણે શહેરના કેટલાક રખડેલ, લુચ્ચા લફંગાઓને એકઠા કરી હ. ખાલિદ (ર) ઉપર તીરનો મારો ચલાવ્યો, અહીં આ નહિં જેવી મારામારી થઇ, જેમાં ત્રણ મુસલમાનો અને ત્રીસ કાફીરો માર્યા ગયા. અબુજહેલનો દીકરો પોતાની બેવકુફીનો નમુનો દેખાડી નાસી ગયો. અને એજ આશા હતી; એક જગ્યાએ કેટલીક સ્રીઓ એકઠી થઇ, માથા ઉપરથી કપડું કાઢી પોતાના વાળ પકડી ઘોડાઓના મોઢા ઉપર મારવા લાગી કે જેથી ઘોડાઓ ભડકીને નાસી જાય, પરંતુ તેમાં તેઓ સફળતા પામી નહિ. કારણ કે રસુલે ખુદા (સ) ખાનએ કાબામાં દાખલ થઇ ચુકયા હતા. હ. મુહમ્મદ (સ) સાત વખત ખાનએ

કાબાની આસપાસ ફર્યા (તવાફ કર્યો) અને હરમ (પ્રાર્થના કરવાની જગ્યા)માં દાખલ થયા, ત્યાં જે ૩૬૦ મૂર્તિઓ હતી તેના આપે પોતાના હસ્ત મુબારકથી એકે એકના કકડે કકડા કરી નાંખ્યા, અને ભીંત ઉપર જે ચિત્રો ચિત્રેલા હતા તેને ધોવડાવી સાફ કરાવી નંખાવ્યા. આ બધી મૂર્તિઓમાં હબલ નામની મોટામાંમોટી મૂર્તિ હતી, જેની સામે લોકો મુશ્કેલીના સમયમાં પ્રાર્થના કરતા હતા, અને પોતાના મનની મુરાદો માગતા હતા. આ મૂર્તિ ઘણી ઉંચી હોવાથી, આપે હ. અલી (ક) ને ઉપર ચઢાવ્યા, અને તેમના હાથે તે મૂર્તિના કકડે કકડા કરાવ્યા. જ્યારે આપ કોઈ મૂર્તિ ને તોડવા જતા, તો દરેક વખતે આપ કહેતા, "હક આયા ઝુઠ ગયા" જ્યારે આપ (સ) ખુદાના ઘરમાંથી આ અપવિત્ર મૂર્તિઓને કાઢી રહ્યા, તો આપ શહેર તરફ ચાલ્યા. શહેરમાં ભાગ્યેજ કોઈ એવો માણસ હશે, કે જેણે આપની સતામણી ન કરી હોય; આપના ઉપર ઝુલ્મ ન કર્યો હોય, આપને પત્થર અને ઈંટો ન મારી હોય; પરંતુ આજે ન્યાયનો દિવસ હતો, દરેક માણસ ગભરાતો હતો, કે આજે મારૂં મોત છે. તે માટે દરેક માણસો ચિંતાતુર દેખાતા હતા.

## પયગંબરી દયા.

રસુલે ખુદા (સ) શહેરમાં જઈ લોકોને કહેવા લાગ્યા કે આજે બદલો લેવાનો દિવસ નથી. આજે રહેમત (કૃપા)

મો દિવસ છે. જે જે સતામણી, હુમલાઓ કે અસભ્ય વર્તાવ તમોએ મારા ઉપર કે મારી ઉમ્મત ના લોકો ઉપર કર્યો હોય, તેના માટે અમો દરગુજર કરીએ છીએ, અને માફી આપીએ છીએ, અને તે બનાવોને તમો પણ ભૂલી જાવ. હે! કુરયશીઓ! જાવ હું તમોને આઝાદ કરૂં છું, ભવિષ્યમાં દરેક પાપોથી બચતા રહેજો, અને ખુદા પાસે મદદ માંગો. આપે હુકમ આપ્યો કે કોઇપણ મુસલમાને કોઇપણ મુશરિકની કોઇ પ્રકારની સતામણી કરે નહિ. અત્રે મક્કા માતમગૃહ બનેલું હતું, કે આ વાત સાંભળી ઘેરે ઘેર આનંદ ઉજવાયો, અને ખુશીના નક્કારા વાગવા લાગ્યા. લોકોની ચિંતા એકાએક દુર થઇ ગઇ. આવી દયા અને ઉદાર મન જોઇ લોકો આપને પ્રેમની દૃષ્ટિએ જોવા લાગ્યા, અને આપના ઉપર કુરબાન થવા લાગ્યા. તે લોકો વારંવાર કહેતા કે અમો આટલા દિવસ સુધી ગંભીર ભૂલમાં હતા, અમોને શી ખબર કે મુહમ્મદ (સ) ખરેખર સંપૂર્ણ દયાનું પુતળું છે;

## અબુજહેલના દીકરાને માફી.

અબુજહેલનો દીકરો અકરમા નાસી ગયો હતો, પરંતુ તેની પત્નિ અહીંઆ હતી, જેણે સરકારે મુહમ્મદીમાં હાજર થઇ પોતાના પતિની માફી માટે અર્જ કરી. આ બંન્ને બાપ દીકરાઓ દરેક વખતે એજ ચિંતામાં

રહેતા હતા, કે હ. મુહમ્મદ (સ) ને કેવી રીતે શહીદ કરવામાં આવે. આપે બધી વાતોને ભૂલાવી, તેને માફી આપી દીધી. જ્યારે અકરમાની પત્નિ અને માતા અકરમાની સાથે સરકારમાં હાજિર થયા તો આપ તેની સાથે એક મિત્રની માફક મળ્યા, છેવટે અકરમાએ ઈસ્લામનો સ્વીકાર કર્યો, અને સાથે સાથે તેની પત્નિ અને માતા પણ મુસલમાન થઇ ગઈ.

## આપ (સ) ની દીકરીના ખૂનીને માફી.

આપની પુત્રી હ. ઝયનબ (ર) મદીને જઇ રહ્યા હતા. તે સમયે તેઓ ગર્ભવંત હતા અત્રે એક હબ્બાર નામના માણસે તેઓને ઘણી નિર્દય રીતે પત્તથર માર્યા હતા, તેઓ ઉંટ ઉપરથી નીચે પડી ગયા, અને સખ્ત ચોટ વાગી હતી. જેના લીધે આપનો ગર્ભ પડી ગયો હતો. તે હબ્બારે અત્રે દરબારમાં આવી હસ્ત જોડી માફી માંગી, તેથી આપે તેને પણ માફી આપી દીધી.

## ઝહીર નામના કવીને માફી.

કઅબ બિન ઝહીર નામનો એક દુષ્ટ માણસ હતો. જે ઘણોજ હોશીઆર કવી હતો. તેણે પોતાની બધી હોશીઆરી રસુલે ખુદા (સ) ની વિરૂદ્ધ કવીતાઓ લખવામાં ખર્ચ કરી હતી. તેની કવીતાઓથી મુસલમાનોને એટલું બધું નુકશાન પહોંચ્યું હતું. કે એક હજાર મુશરિકો પણ

એટલું નુકશાન પહોંચાડી શકે નહિ. અત્રે તે એક કસીદો (કવીતા) લખીને લાવ્યો, અને માફી ચાહી, આપે માફી આપી દીધી.

## એક હબશીને માફી.

એક હબશી કે જે કાળા ચ્હેરાવાળો, અને કાળા હૃદયનો હતો, જેણે હ. હમઝા (ર) ને કત્લ કર્યા હતા, જેઓ આપના (સ) કાકા થયા હતા. તે પણ સરકારમાં હાજિર થયો, અને પોતે કરેલા કાર્ય માટે પસ્તાવો ઝાહિર કર્યો એટલે આપે તેને માફી આપી દીધી. હબશી કહેતો હતો કે કુફ્રમાં જેવી રીતે મારા હાથે ખયરૂન નાસ હમઝા (ર) માર્યા ગયા હતા, તેવી રીતે ઇસ્લામમાં શરરૂન નાસ મુસ્લિમા કઝ્ઝાબ મારા હાથથી બરબાદ થયો છે. આ કઝ્ઝાબ તે માણુસ છે કે જેણે પયગંબરીનો દાવો કર્યો હતો.

## અબુસુફ્યાનની પત્નિને માફી.

હવે તે મક્કાર અને કપટી સ્ત્રી ' હિન્દા, આવી, જેણે પોતાના પતીને મેણા મારી ઓહદની લઢાઈ કરાવી હતી, અને તેનાથી સંતોષ નહિ વળવાથી પોતે લઢાઇમાં ગઇ હતી. અને રસુલે ખુદા (સ) ના કાકા હ. હમઝાનું કાળજું જેણે પોતાના દાંતે ચબાવ્યું હતું, અને તેમના નાક તેમજ કાન પણ કાતરી ગઇ હતી. મક્કાની ફતેહના દિવસે પણ તેણી-

એ પોતાના પતિ અબુસુફ્યાનની દાઢી પકડી સખ્ત માર માર્યો હતો. આપે (સ) તેને માફી આપી દીધી.

ધન્ય છે; દયાના દરીયાના મોજાઓનું ઠેકાણું શું ! દરેક પ્રકારના અપવિત્ર વિચારો, અને પાપોને વ્હેવડાવી દીધા. રસુલે ખુદા (સ) એ પોતાના ખૂનનો નિશ્ચય કરનારાઓને, પોતાની પુત્રીના ખુનીઓને પોતાના કાકાનું કાળજું ખાનારને માફી આપી દીધી. કત્લેઆમ તો અમોએ સાંભળ્યું છે, પરંતુ ખૂનીઓની આમ માફી ક્યાંએ સાંભળી નથી. જો સાચું પુછો તો, અત્યારે પણ આ વાત કોઈ માની શકે નહિ કે એક બંદો ( સેવક ) બંદેગાને ખુદા ( પરમાત્માના સેવકો ) ઉપર આટલી બધી દયા લાવી શકે. પરંતુ આ બિચારી ભાન ભુલેલી અક્કલને તે "એક" ની શી ખબર, કે તે એક રસુલે ખુદા (સ) છે, તે એક દયાનો સમુદ્ર છે, નથી તેને કોનાથી કામ, કે બદલાની ઇચ્છા, તે દયાનો ઝરો છે, અને પ્રેમનું સરોવર છે, તે ઝાતે કિબ્રીયા છે, તે હબીબે ખુદા (સ) છે.

## ચોર માટે ભલામણ નામંઝુર.

એક ખાનદાની ધનવાન સ્ત્રી ચોરીના ગુનાહ માટે પકડવામાં આવી, જેના ઉપર ગુનોહ સાબિત થઇ ચુક્યો હતો, તેથી તે સમયના કાયદા મુજબ તેના હાથ કાપી નાંખવાનો હુકમ આપવામાં આવ્યો. સ્ત્રી ઘણી ભાગવગ

વાળી હતી, તેથી મોટા મોટા માણસો ભલામણ કરવા માટે આવ્યા, અને રસુલે ખુદા (સ) ને કહેવા લાગ્યા, કે આ સ્ત્રીનો ધંધો ચોરીનો નથી, ન તેને કોઈ વસ્તુની દરકાર છે. પરંતુ કમનસીબીએ આ કાર્ય કરી બેસી, આપ તેને માફી આપો, અને તેના ઉપર દયા કરો. આપે ફરમાવ્યું, ગરીબ અને તવંગર માટે ખુદાઈ કાનુનો સરખા છે, પહેલાની ઉમ્મતોમાં આ કારણેજ ખરાબીઓ ઉત્પન્ન થવા પામી હતી, કારણ કે લોકોએ ગરીબો માટેજ ફક્ત બધા કાયદાઓ ઘડયા હતા, અને મોટા લોકો માટે કોઈ પ્રકારની કયદ રાખવામાં આવી ન હતી. મને સોગંદ છે તે પરવરદિગારના, કે જો મુહમ્મદ (સ) ની દીકરી ફાતમા (ર) પણ ચોરી કરે, તો તેનો હાથ પણ આવી રીતેજ કાપવામાં આવશે, મારાથી કોઈએ એવી ઈચ્છા રાખવી નહિ કે અમીરો માટે જુદા કાનુનો બનાવીશ, અને ગરીબો માટે જુદા બનાવીશ. મારી દ્રષ્ટિમાં બન્ને સરખા છે. ભલામણ કરનારાઓ વીલા મોઢે પાછા ચાલ્યા ગયા.

## કોહેસફા ઉપર આપેલો બોધ.

ઈસ્લામના પ્રચારની આપને દરેક વખતે ચિંતા રહેતી હતી. એટલે એક દિવસે આપ સફા નામની ટેકરી ઉપર ગયા, ત્યાં મક્કાવાસીઓ અને આસપાસ ના કબીલાવાળાઓ ને બોલાવ્યા, અને ખુદાઇ પયગામ તેઓને સંભળાવ્યો,

આપે ફરમાવ્યું, હે! લોકો, જો તમો ખુદા ઉપર ઈમાન (વિશ્વાસ) લાવશો, તો લાભ મેળવશો, નહીં તો ભવિષ્યમાં પસતાશો. તમો મુસલમાન થઇ જાવ, તમારા ઉપર કોઈ પ્રકારની બળજોરી કરવામાં આવશે નહિ. પરંતુ તમોને સવળો માર્ગ દેખાડવો એ મારી ફરજ છે, કેમકે હું પયગંબરે ખુદા (ખુદાનો સંદેશો પહોંચાડનાર) છું, અને ખુદાના તરફથી આ સંદેશો હું તમારા માટે લાવ્યો છું. મારે મારી ફરજ બજાવવી છે, અને તમોને ઇસ્લામનો સીધો માર્ગ દેખાડવો છે. હવે તે પ્રમાણે ચાલો કે ન ચાલો તે તમારી ઈચ્છા ઉપર આધાર રાખે છે. હે! લોકો તમારા પાસેથી તેનો જવાબ લેવામાં આવશે, અને તમો જવાબદાર ગણાશો તે વિચાર કરી લો. તમો માટીની મૂર્તિઓ ને પુજશો, કે જગતને ઉત્તપન્ન કરનાર ખુદાની પ્રાર્થના કરશો; હે! લોકો ફાયદો અને નુકશાન તમો પોતે જોઇલો. જો હવે પણ નહિ જુઓ તો ક્યારે જોશો.

## હવાઝન સાથે લડાઇ

મુસલમાનોની સત્તા વધતી જોઈ, હવાઝન નામના કબીલાના સરદારોને ચિંતા થઈ કે મુસ્લિમોએ મક્કા જીતી લીધું છે, અને હવે અમો બચી શકીએ તેમ નથી. આવા પ્રકારની ગાંડાઇ તેઓના ભેજામાં ભરાઈ જવાથી, તેઓએ લડાઇ માટે મોટી તૈયારી કરી, એક મોટા લશ્કર

સાથે મક્કા ઉપર હુમલો કરવા ઉપડી ગયા. રસુલે ખુદા (સ) ને આ વાતની ખબર પડી જવાથી, આપે (સ) પણ લડાઇની તૈયારી કરી હુકુમ આપ્યો કે દુશ્મનનું લશ્કર મક્કા ઉપર ચઢી આવે તે પહેલાં તેને રસ્તામાં રોકી લેવો. બાર હજાર ઇસ્લામના શુરવીરો મયદાનમાં નીકળી આવ્યા, અને મક્કાથી દસ માઇલ આગળ દુશ્મનના લશ્કરને રોકી લીધો. બન્ને તરફથી સખ્ત લડાઇ ચાલી, અંતે મક્કાવાસીઓ જીત્યા અને કિલ્લો સર કરી લીધો, લૂટમાં મુસલમાનોને ધન અને કેદીઓ ઘણા હાથ લાગ્યા. જેઓને દેશના કાયદા મુજબ ગુલામ બનાવવામાં આવ્યા, અને તે સિપાહીઓમાં વ્હેંચી દેવામાં આવ્યા. હ. મુહમ્મદ (સ) લડાઇના મયદાનમાં એક લાશ પાસે થોભી ગયા, અને કહેવા લાગ્યા કે આ કોનું કામ છે. પાસેથી કોઈએ કહ્યું કે હ. ખાલિદે તેને કત્લ કર્યો છે. આપે તરતજ એક માણુસ મોકલી હ. ખાલિદને કહેવડાવ્યું કે, સ્રી, બાળક અને મઝદુરોનું કત્લ સિપાહી માટે શોભાયમાન નથી. જે પોતે હથીઆર ન ઉપાડે, તેના ઉપર હથીઆર ઉપાડવો જોઇએ નહિ. આ લડાઇમાં એક બીજો બનાવ બન્યો કે રસુલે કરીમ (સ) એ લૂટના માલમાંથી આ વખતે અનસાર ને કંઇપણ ભાગ આપ્યો ન હતો, તેથી તેઓ નિરાશ થયા. હ. મુહમ્મદ (સ) નેજ્યારે ખબર પડી તો આપે તેઓને બોલાવ્યા, અને કહેવા લાગ્યા, કે હે! અન્સાર, તમો લોકો માર્ગ ભુલેલા હતા, તમોને સીધો માર્ગ દેખાડ્યો

તમો એક બીજા જોડે લડતા હતા, તમારામાં સંપ કરાવ્યો. તમો બદનામ હતા, અને તમોને માનવંતા સરદાર બનાવ્યા, હે! નસારાઓ! આ વાત સાંભળી મને ઘણી દિલગીરી થાય છે, કે હું તમારા માટે બધું કરૂં, અને તમો એટલા માટે નિરાશ થાઓ, કે મેં ફલાણાને બે ઉંટ આપ્યા અને તમોને નથી આપ્યા; હે! નસારાઓ, તમો એનાથી આનંદ નથી પામતા, કે લોકો ઉંટ લઈને ઘેર જાય છે, અને તમો રસુલુલ્લાહ (સ) ને સાથે લઈને ઘેર જાવ.

કિસીકી આંખમેં જાદુ તેરા ઝબાન મેં હય.

આ વાત સાંભળતાની સાથેજ અન્સાર પોતે કરેલી ગંભીર ભૂલ માટે પસ્તાવા લાગ્યા, અને રડવા લાગ્યા, કહેવા લાગ્યા. યા રસુલુલ્લાહ! અમોએ ભયંકર ભૂલ કરી કે અમો આપની વ્હેંચણીથી નિરાશ થયા આ વાત તદ્દન સાચી છે, અને અમારી બધી શંકાઓ વ્યર્થ છે.

## છ હજાર ગુલામોને આઝાદી.

લડાઈના કેદીઓની ગુલામીથી આપના હૃદયને ઘણો આઘાત પહોંચતો હતો, પરંતુ કોઇ યોગ્ય સમય હાથ લાગતો ન હતો. એક દિવસ ભાગ જોગે હવાઝનનો એલચી આવી પહોંચ્યો, અને વિનંતી કરી, કે આપ બધાને દયાની દ્રષ્ટિએ જોતા આવ્યા છો, પરંતુ એક અમો છીએ કે તેનાથી વેગળા છીએ. અમારા ઉપર દયા કરો, અને

અમારા કેદીઓને આઝાદ કરો. રસુલે ખુદા (સ) આવા સમયની રાહ જોતાજ હતા, આપે ફરમાવ્યું, તમે એવું કરો કે નમાઝના સમયે મસ્જીદમાં આવો, અને જ્યારે લોકો નમાઝથી ફુરસદ મેળવે, ત્યારે તમે મુસલમાનોને કહેજો, કે " હે! મુસલમાનો, તમો લડાઈમાં પકડાએલા કેદીઓને છોડી મુકવા માટે રસુલુલ્લાહ (સ) ને ભલામણ કરો " આ વાત સાંભળી એલચી ચાલ્યો ગયો, અને નમાઝના સમયે મસ્જીદમાં આવ્યો, અને નમાઝ થઇ રહ્યા પછી, તેને આપવામાં આવેલી સુચના પ્રમાણે મુસલમાનોને વિનંતી કરી. હ. મુહમ્મદ (સ) એ સાંભળતાની સાથેજ એલચીને કહ્યું કે હું મારા અને મારા કુટુંબના ગુલામો બદલા વગર ખુદાના નામ ઉપર આઝાદ કરૂં છું. જ્યારે આ શબ્દો નબીએ કરીમ (સ) ના પવિત્ર મોઢામાંથી નિ-કળ્યા, કે બધા લોકો બોલી ઉઠયા, કે અમોએ પણ અમારા બધા ગુલામો બદલા વગર રસુલે ખુદા (સ) ના નામ ઉપર આઝાદ કરી દીધા. એજ આશા હતી, મુસ્લિ-મના પેશવાનો ઈશારો બસ હતો. નબી (સ) ની નેકીનો નમુનો દ્રષ્ટિ સામે જુએ, અને તે પ્રમાણે ન વર્તે; આવી રીતે જોતજોતામાં છ હજાર ગુલામો અહેમદી પ્રેમના પ્રકાશથી આઝાદ થઇ ગુલામ મટી ઉંચપાયરીના મનુષ્ય થઇ ગયા. મુસ્લિમોના આવા વર્તાવના અસરથી બધા ગુલામો મુસલમાન થઇ ગયા. આ બનાવ પછી રસુલે ખુદા (સ)

મદીને પાછા ચાલ્યા ગયા, કારણ કે મક્કાની લડાઈના સમયે મદીનાવાસીઓએ આપને વિનંતી કરી હતી, કે અમ ગરીબોને ભૂલી જશો નહિ.

## હાતિમ તાઈની દીકરીનું કૈદ થવું.

હવે તય નામના કબીલાએ માથું ઉપાડયું. આ લોકો બિન મુસ્લિમ હતા. મુસ્લિમોએ તેઓની સાથે સંપ જાળ-વવા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તેઓ માન્યા નહિ, અને શરારત વધતી ગઈ. તયવાસીઓએ બીજી કોમોના માણસો-ને પણ મુસલમાનોની વિરૂધ્ધ ઉશ્કેર્યા. જો કોઈ તેઓને મળતું તો ઈસ્લામ અને હ. મુહમ્મદ (સ) ને અપમાન-કારક ભાષામાં યાદ કરતા, અને સાથેજ સાથે લડાઈની પણ તૈયારી કરતા હતા. રસુલે કરીમ (સ) ને આ વાતની ખબર પડતાં હ. અલી (ર) ને આ તોફાનીઓને સીધા કરવા તરતજ રવાના કર્યા. તયનો સરદાર હાતિમતાઈનો દીકરો લડાઇમાં મુકાબલો કરી શકયો નહિ એટલે નાસી ગયો. સિપાહીઓ અને રૈયત કૈદ થઇ ગઇ, પકડાએલા કેદીઓ સરકારે મુહમ્મદીમાં હાજિર કરવામાં આવ્યા. જેમાં કમનસીબે હાતિમતાઇની દીકરી પણ હતી. આપ એવા સખી બાપની દીકરી ને કયાં કેદી તરીકે રાખે એવા હતા. આપે તેને જોતાંજ છોડી મુકવાનો હુકમ આપ્યો. પરંતુ આફરીન છે તેની અકકલ ઉપર અને ધન્ય છે તેની શરા-

ફરવાને, તે આઝાદીનો હુકમ સાંભળી કહેવા લાગી, મને આ આઝાદીમાં આનંદ મળે તેમ નથી, કારણ કે જ્યારે મારા કુટુંબીઓ અને સ્નેહીઓ મારી આંખે કયદમાં જોઉં, અને હું આઝાદ થઇ આનંદ મનાઉં; મારાથી તેમ થઈ શકે નહિ. પ્રથમથીજ મારો ભાઇ નાસી ગયો છે, અને હવે હું પણ તેઓને મુકી ચાલી જાઉં, તે અયોગ્ય છે, જે કંઇ ગુનોહ છે, અમારા બધાનો છે, હું ખુશીની સાથે અમારા ગુનાહની સજા મારા કુટુંબીઓ સાથે ભોગવીશ. તેઓથી જુદા રહેવું તે મારા માટે મોટી સજા છે. કયદ રહીશ તો તેઓની સાથેજ રહીશ. તે મારા છે, હું તેમની છું. હું ઘેરથી તેઓની સાથે આવી છું, અને પાછી પણ તેઓની સાથેજ જઇશ. હે ! મુહમ્મદ (સ) મને આઝાદીથી મુઆફી આપ, અને મને આ કેદીઓની સાથે રહેવા દે. રસુલેખુદા (સ) એ જ્યારે તે છોકરીની આવી નિર્ભય વાતચીત સાંભળી, ત્યારે આપનું હૃદય ભરાઇ આવ્યું. આપે હુકમ આપ્યો કે બધા કેદીઓને આઝાદ કરી દો.

## મુહમ્મદી એલચી.

રસુલેખુદા (સ) એ ઇસ્લામ પ્રચારનું કામ બરાબર ચાલુ રાખ્યું, દરેક કબીલાઓમાં એક એક મુસ્લિમ વિદ્વાન રાખવામાં આવ્યો, જે ઇસ્લામ માટે સમજુતી આપતો,

અને પરમાત્માનો સીધો માર્ગ તેઓને દેખાડતો. જેથી સને ૧૦ હિજરી સુધી આખું અરબસ્તાન મુસલમાન થઈ ગયું. ઇસ્લામ પ્રચારના કાર્યની રોકાણુ મક્કામાં વધુ થઇ, અને પછી કંઇક અરબસ્તાનમાં થઇ, તેનુ કારણુ એ હતું કે "ઘરનો પીર હલકો" તેમજ મૂર્તિગૃહ પણુ મક્કામાં હતું, ત્યાંથીજ મૂર્તિઓને દુર કરવી હતી, અને ઇસ્લામનો પાયો નાખવો હતો. જ્યારે આ મયદાન સાફ થઇ ગયો, અને જ્યારે મૂર્તિઓની મહત્વતા લોકોના હૃદયમાંથી ઓછી થઇ, ત્યારે ઇસ્લામનો જ્યાં જ્યાં પાયો નાખવામાં આવ્યો ત્યાં સ્હેલાઇથી નાંખી શકયા. દરરોજ કોઇને કોઇ હાકિમ કે સરદારના ઇસ્લામ સ્વીકારની ખબર આવતીજ રહેતી. રસુલે કરીમ (સ)ની વફાત (મરણુ) પહેલાં અરબસ્તાનના આસપાસના દેશોમાં ઇસ્લામ સંપૂર્ણ રીતે પ્રસરી ગયો હતો, અને મુસલમાનોએ દરેક જગ્યાએ પોતાની બહાદુરીનો સિક્કો જમાવ્યો હતો. દરેક દરબારો અને રાજ્યોમાં મુસ્લિમ એલચીઓ નજરે પડતા હતા.

## આખરી હજ માટે રવાનગી

જ્યારે આપને માલમ પડયું કે મારી ઝિંદગીના દિવસો પૂર્ણ થવા આવ્યા છે, તો આપે મક્કાશરીફના કેબાના દર્શન માટે જવા વિચાર કર્યો, અને આપ મદીના વાસીઓ સાથે મક્કા રવાના થયા. તે માણુસ કે જેણે ત્રણુ

દિવસ સુધી ગારમાં સંતાઇ પોતાનો જીવ બચાવ્યો હતો, તે માણસ કે જેને મક્કામાં પેસવાની સખ્ત મનાઇ હતી, તે માણસ કે જેના ખૂન માટે સોસો ઉંટ અને હજાર હજાર ચાંદીના સિક્કાઓ ઇનામ રાખવામાં આવતાં હતાં, તે બંદો કે જેને મક્કાવાસીઓ પત્તથરો મારી ઝખ્મી કરતા હતા, તે માણસની પાછળ આજે સવાલાખ ભક્તો અરફાતના મયદાનમાં માથું ઝુંકાવી, નેત્રો નીચી કરી, હસ્ત બાંધી ખુદાના દરબારમાં શાન્ત રીતે ઉભા છે. અમીર અને ગરીબ બધા એકજ પ્રકારના વસ્ત્રો પહેરી, એકજ ઢપમાં, એકજ જગ્યાએ, એકજ વિચારમાં, એકજ ખુદાની રૂબરૂ, એકજ ખુદાના આગળ માથું નમાવી ઉભા છે. આ છે ઐક્યતાનો નમુનો; અને ઇસ્લામનો મહાન સિદ્ધાંત; જે માણસને પોતાની મહેનતનો બદલો પોતાની હયાતીમાંજ કુદરત પૂર્ણ કરી આપે, તેને કેટલો બધો આનંદ પ્રાપ્ત થાય તે તેનેજ પુછવું જોઇએ. જે માણસના મનની આશાઓ સફળ થાય, અને જેના આત્માને સંપૂર્ણ ધીરજ મળે, કે જે કાર્ય માટે તેને જગતમાં મોકલ્યો હતો, તે તેણે પૂર્ણ કરી દેખાડયો. એવા માણસની ફતેહમંદીના આનંદનો વિચાર તે પોતેજ કરી શકે છે, બીજો કોણ કરી શકે ! પરંતુ આ સફળતાનો આનંદ મળે તો કોને ! ફકત એકને; ફકત રસુલુલ્લાહ (સ) ને; અત્રે આયત નાજિલ થઇ. (ઇશ્વરીવાણી થઇ.)

" અલયોમા અકમલતો લકુમ દીનોકુમ વ અતમમતો અલયકુમ નેઅમતી વ રદ્દીતા લકુમ ઇસ્લામો દીના" અર્થાત, " આજે મેં તમો લોકો માટે તમારો દીન (ધર્મ) સંપૂર્ણ કરી દીધો, પોતાની ( મારી ) બક્ષીશ તમારા ઉપર પૂર્ણ કરી, તમારા માટે ઇસ્લામ ધર્મ મેં પસંદ કર્યો."

આ ઇશ્વરવાણીથી સાબિત થાય છે કે રસુલુલ્લાહ (સ)ની રિસાલત હવે પૂર્ણ થનાર છે, જેના માટે આપ મોકલવામાં આવ્યા હતા. આપ જબલ અરફાત ઉપર ચઢયા અને મુસલમાનોને ફરમાવવા લાગ્યા કે હે! મુસલમાનો! કદાચ હું આવતા વરસે તમારી સાથે નહિ હોઉં, માટે હમણાં જે કંઇ કહું છું, તેને ધ્યાન પૂર્વક સાંભળો, અને તેના ઉપર વિચાર કરો. જેવી રીતે આ માસ, અને ખાસ કરીને આ દિવસ ( હજનો દિવસ ) આ વસ્તીમાં તમારા માટે અતયંત જરૂરી છે, તેવીજ રીતે દરેક મુસલમાન ઉપર બીજાનો માલ અને ઇઝઝત આબરૂ પણ જરૂરી છે, મુસલમાનો! યાદ રાખો કે કયામતના દિવસે તમો બધાને પોતાના ખુદાની સામે હાજિર થવું પડશે, અને ત વખતે તમારા કરતુતો, પુન્ય, અને પાપનો હિસાબ લેવાશે. જુઓ સ્ત્રીઓ સાથે ગેરવર્તણુંક ચલાવશો નહિ, અને તેઓને હંમેશાં પ્રેમભાવથી રાખજો. જેવી રીતે તમો રહો, તેવીજ રીતે ગુલામોને પણ રાખજો, જો તેઓથી કંઇ ભૂલ થઇ જાય તો, તેઓને માફી આપજો, યાદ રાખો કે દરેક મુસ-

સમાન એક બીજાનો ભાઈ છે, જુઓ એક બીજાના હક ઉપર ત્રાપ મારશો નહિ.

## ઉત્તમ બોધ.

એજ દિવસે આપે ફરમાવ્યું, કે જે કંઇ મેં આજ સુધી, મેં મારી જીભે કહ્યું છે, અથવા મારાથી પહેલાના પયગંબરો જે કંઈ કહી ગયા છે, તે બધામાં ઉત્તમ કલામ એકજ છે, જેની સમાન્તા કોઇ કલામે કરી નથી, અને ભવિષ્યમાં થશે પણ નહિ, તે આ છે. "લાયલાહા ઈલ-લિલાહ, વહદહુ લા શરીકા લહુ, લહુલ મુલ્કો વ—લહુલ હમ્દો વ હોવા અલા કુલ્લે શયઈન કદીર" અર્થાત "ખુદા એક છે, તેની બરાબર કોઈ નથી, દુનીયાની બધી વસ્તુઓ ઉપર કાદિર (તાબામાં) છે. સલતનત, અને દુનીયા તેની છે, બધું બળ એજ છે, તે સઝા કરનાર છે, અને તે પ્રસંશા પાત્રછે.

## હ. મુહમ્મદ (સ) ની વફાત

હવે રસુલે ખુદા (સ) ની ઉંમર ૬૩ વરસની થઇ ચુકી હતી, અને હિજરતનો અગીયારમો વરસ હતો; કે મૃત્યુની નોબત આવી પહોંચી. દુનીઆના દુઃખોથી પણ કંટાળી ગયા હતા, કે એકાએક તાવે આવી ઘેર્યા, તાવ પણ એવો કે શરીરને અડકવું મુશ્કેલ થઇ પડયું હતું. ઘડ-પણની ઉધઇએ શક્તિ ખાઇ લીધી હતી, અને બાકી રહેલી શક્તિ પણ બિમારીને ભેટ ચઢી ગઇ. પરંતુ હંમેશ પહેલાં

જેવીજ હતી, આટલી બધી નબળાઇ હોવા છતાં પાંચે વખતની નમાઝ પઢવા માટે મસ્જીદમાં જતા હતા, અને જમાઅતની સાથે નમાઝ પઢતા હતા, જ્યારે વફાતને ત્રણ દિવસ બાકી રહી ગયા ત્યારે શરીર તદ્દન નબળું પડી ગયું, આપને ટેકાથી પણ મસ્જીદમાં પહોંચાડવું મુશ્કેલ થઇ પડયું, ત્યારે આપે પોતાની જગ્યાએ હ. અબુબક્કર (ર) ને ઇમામ તરીકે ચૂંટી કાઢયા, અને પોતે તેઓની પાછળ ઉભા રહી નમાઝ પઢી. જ્યારે નમાઝ પઢી રહ્યા ત્યારે આપે ફરમાવ્યું, હે ! લોકો, મેં તમારામાંથી કોઇના ઉપર બળજોરી કરી હોય, તો મને માફ કરો, કે જેથી હું મુકત થાઉં, તેના દરબારમાં સરખરૂ થઇને જાઉં, હે ! લોકો મેં કોઇને ખોટું ખરૂં કહ્યું હોય તો દરગુઝર કરો, જો મેં કોઇના બરડા ઉપર વગર કારણે ફટકા મારવાનો હુકમ આપ્યો હોય, તો તે માટે મારો બરડો મવજુદ છે. હે ! લોકો જો મેં કોઇનું દેવું ન આપ્યું હોય, તો તે હમણાં મારી પાસેથી લઇ લે. હે ! લોકો જો મારાથી કોઇને તકલીફ પહોંચી હોય, તો તેની માફી માટે હું હાઝિર છું. હે ! લોકો મને માફી આપો, કે જેથી કયામતના દિવસે મારાથી બદલો ન લેવાય. અત્રે એક માણસ ઉભો થયો, અને કહેવા લાગ્યો, કે આપે એક દિવસ મારી પાસેથી ત્રણ દિરમ એક ગરીબ માણસને અપાવ્યા હતા, પણ પાછા આપ્યા નથી. આપે તરતજ તેને પાછા આપી

દીધા. મરણ પથારી ઉપર આપે કંઈ ફરમાવ્યું, જેથી લોકોએ પુછપરછ કરી કે આપ શું ફરમાવો છો? આપે કહ્યું, મને મારી સ્થિતિ ઉપર મુકી દો, કારણ કે જે દુની-આમાં હું છું, તે આ દુનીઆથી ઉત્તમ છે. આપ દરેક વખતે ફરમાવતા હતા, કે "બલિર રફીકો અલા" "બલિર રફીકો અલા" એટલે "ઉત્તમ મિત્ર પાસે" "ઉત્તમ મિત્ર પાસે" આપની આશાઓ પૂર્ણ થઈ ગઇ, અને હબીબે ખુદા (સ) પોતાના ઉત્તમ મિત્ર પાસે બારમી રબીઉલ અવ્વલ સને ૧૧ હિજરી એટલે ૮ મી. જુન સને ૬૩૨ સોમવારના દિવસે બપોરના સમયે રવાના થઈ ગયા. જગતમય બાગીચામાંથી તે અનુપમ બુલબુલનો પોકાર બંધ થઇ ગયો.

જબ ઉમ્મત કો સબ મિલ ચુકી હક કીન અમત.
અદા કર ચુકી ફર્ઝ અપના રિસાલત.
રહી હકપે બાકી ન બંદોં કી હુજ્જત.
નબીને કીયા ખલ્કસે કસ્દે રૂખ્સત.
તો ઇસ્લામ કી વારિસ એક કોમ છોડી.
કે દુનીયામેં જિસકી મિસાલેં હંય થોડી.



# આભાર.

અલહમ્દોલિલ્લાહ, અમારા તબ્બીગી મફત સાહિત્ય માટે અમે ઘણી મહેનત અને જાંફિશાની કરી નીચે લખેલા પુસ્તકો પ્રગટ કરી ગુજરાત અને કાઠીઆવાડના ઘણાખરા શહેરો અને ગામોમાં પોસ્ટ મારફત અને જાતે ફરી મફત વ્હેંચ્યાં છે. તેમજ બર્મા અને આફ્રિકાના ઘણા ખરા મુસ્લિમ બંધુઓને પણ મોટી સંખ્યામાં પુસ્તકો મોકલવામાં આવ્યાં છે. જેથી ઉર્દુ, ફારસી અને અરબીથી અજાણ ભાઈઓને ઘણીજ સુગમતા થઈ ગઈ છે. જેના આભારમાં આજ સુધી સેંકડો કાગળો અમને મળી ચુકયાં છે.

પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| ૧ તાકીદે નમાઝ | ૬ તબ્બીગી મરસીયા |
| ૨ નમાઝુંકા બ્યાન | ૭ ચિહલ મસાઈલ |
| ૩ ખુદાઈ ઇન્કમટેક્ષ | ૮ મસઅલે ઝકાત |
| ૪ મુસલમાન ઓરતોં કો બુલાવાં | ૯ ફરમાને અહેલેબયત |
| ૫ મદીનેકી હૂર ઓર જન્નત કા ફુલા. | ૧૦ સરકારે મુહમ્મદી |

મજકુર પુસ્તકો પ્રગટ કરવામાં અમને મર્હુમ જનાબ હાજી મુન્શી ફતેહમહમદ સાહેબે ઘણી સારી મદદ કરી છે, કારણ કે

તેઓ સાહેબ ઇસ્લામી તબ્લીગના હમદર્દ અને મદદગાર હતા. કોઇ વખતે અમારા કામમાં સુસ્તી આવી જતી તો તેઓ સાહેબ અમને બોલાવી હિમ્મત આપતા, અને ઝડપથી કામ કરવા ભલામણ કરતા. અફસોસ, આવા ઈસ્લામી હમદર્દ અને આશિકે રસુલને અમો ગયા વર્ષે ખોઇ બેઠા છીએ, કે જેઓ અમારી દરેક દરખાસ્તોને સાંભળતા, ઉત્તેજન આપતા અને પુરી મદદ કરતા. આપના સ્વર્ગ-વાસથી ખરેખર અમને મોટી ખોટ ગઈ છે. અલ્લાહતઆલા આપ સાહેબને જન્નત નશીન કરે, અનેમફિરત કરે, આ-મીન. શહેરમાં બીજા એવા ઘણા નસીબદારો છે, પરંતુ તેમના દિલોમાં ઇસ્લામની દાઝ અને લાગણી કેટલી છે, ત સો કોઇ જાણે છે. ઇસ્લામી તબ્લીગ એટલે શું, અને તેની કેટલી જરૂર છે તે કોઇ પણ જાણતું નથી, છતાં અમે તો અમારૂં કામ ખુદાના ભરોસા ઉપર અને તેના હબીબના સદકામાં કર્યાજ કરીએ છીએ. આ તકે અમો અમદાવાદના મુસ્લિમ મીલ મઝદુરોનો પણ આભાર મા-નીએ છીએ, કે જેઓએ અમોને કેટલાક પુસ્તકો છપાવ-વામાં મદદ કરી હતી. તેમજ સાબુભાઈ મીલના મુસ્લિમ કારીગરોએ " મુસલમાન ઓરતોં કો બુલાવા " નામનું પુસ્તક પ્રગટ કરવામાં મદદ કરી હતી, તેઓનો પણ આભાર માનીએ છીએ. અલ્લાહતઆલા તેઓને દીન દુનીયામાં સર-ખરૂ રાખે, આમીન. વળી પ્રાંતીજના સાબુના મુસ્લિમ

વહેપારીઓએ અમને વખતો વખત મદદ કરી છે, તેઓ સાહેબોનો પણ અમે ઉપકાર માનીએ છે. જે જે ગૃહસ્થોએ અમને અમારા તબ્લીગી કાર્યમાં મદદ કરી છે તેમનો અમો ખરા અંતઃકરણ પુર્વક આભાર માનીએ છીએ.

હજુ પણ ઇસ્લામી તબ્લીગ અને આવા પુસ્તકો પ્રગટ કરી મફત પહોંચવાની ખાસ જરૂર છે, પરંતુ આ માટે અમારા મુસ્લિમ સખી ગૃહસ્થોને આ તરફ લક્ષ આપવાની ખાસ જરૂર છે, તેઓ પોતાની ઝકાત, સદકાત અને ખયરાતનો સદ ઉપયોગ આ તરફ કરે તો અમો જાત મહેનત અને ઇસ્લામી સાહિત્યનો પ્રચાર કરવા તૈયાર છીએ. અમારી પાસે કોઇ જાતનો ફંડ કે મદદ નથી, તેમજ ગામડાઓ અને કસ્બાઓમાં ફરવા માટે ખર્ચ નથી, કે અમો તે ભાઇઓ પાસે જઇ તેમને બોધ આપીએ અને અમારી પાસેનો સાધન તેમને આપીએ. આશા છે કે અમારા મુસ્લિમ સખી ગૃહસ્થો અમારી આ વિનંતી ઉપર વિચાર કરી અમને તાકીદે મદદ કરશે.

નિદાઉલ ઇસ્લામ

અલિમીયાં કુરબતીશાહ નિઝામી.

કડીયાકુઇ

અહમદાબાદ.